"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# અષ્ટાવક્ર ગીતા

ગુજરાતી ભાષાન્તર સહિત

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

હે: ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ-૨

★

આઠ આના

‘સસ્તુ’ સાહિત્ય’ એટલે ‘ઊંચામાં ઊંચુ’ સાહિત્ય’

# અષ્ટાવક્ર ગીતા

ગુજરાતી ભાષાન્તર સહિત

સંવત ૨૦૧૦ જ્યેષ્ઠ શુદિ ૯ મંગળ.
૧૬-૬-૧૯૫૩.

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

★

મૂલ્ય આઠ આના

# નિવેદન

હિંદની સંસ્કૃતિમાં આ ગ્રંથને હમેશાં સારું સન્માન મળ્યું છે. આત્માની સાચી ઓળખ પછી જગત જુદી રીતે જોવાય તથા અનુભવાય છે અને સત્ય, અભય, આનંદ વગેરે અકલ્પનીય ભાવો આત્માનુભવમાં ઊભા થાય છે. એ સર્વની આ ગ્રંથમાં સુંદર અને સરળ રીતે સમજણ આપવામાં આવી છે.

સંસારના ત્રિવિધ તાપોથી બળતાજળતા માનવીને શાંતિ, આશ્વાસન અને જ્ઞાન પ્રાપ્ત થાય અને તે નિશ્ચળ, ધીર અને શાંત બને તેવું બ્રહ્મજ્ઞાન મુનિ અષ્ટાવક્રે આમાં આપ્યું છે. તે સૌ કોઈ વાચકબંધુને ઉન્નત જીવનને માર્ગે દોરનારું અને ઉપકારક થઈ પડશે એમાં શક નથી.

જિજ્ઞાસુઓ અને જ્ઞાનમાર્ગના પ્રવાસીઓને માટે આ ગ્રંથ સુલભ બને અને સૌ કોઈ તેનો લાભ ઉઠાવી શકે એ માટે અત્યારના મુશ્કેલ સંજોગોમાં પણ તે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આનું ભાષાંતર શ્રી. રજનીકાંત મોદીએ નિષ્કામભાવે કરી આપ્યું છે, તે માટે તેમનો અહીં આભાર માનવામાં આવે છે. ભાષાંતર બને તેટલું સરળ અને ભાવવાહી બને તે માટે તેમણે યોગ્ય કાળજી રાખી છે.

મુંબઈ,
તા. ૫-૧-૪૪

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# અનુક્રમણિકા


| ક્રમાંક | | | | પૃષ્ઠાંક |
|---|---|---|---|---|
| પ્રકરણ ૧ લું ... | ... | ... | ... | ૯ |
| પ્રકરણ ૨ જું... | ... | ... | ... | ૧૪ |
| પ્રકરણ ૩ જું... | ... | ... | ... | ૧૯ |
| પ્રકરણ ૪ થું ... | ... | ... | ... | ૨૨ |
| પ્રકરણ ૫ મું ... | ... | ... | ... | ૨૪ |
| પ્રકરણ ૬ ઠું ... | ... | ... | ... | ૨૫ |
| પ્રકરણ ૭ મું ... | ... | ... | ... | ૨૬ |
| પ્રકરણ ૮ મું ... | ... | ... | ... | ૨૭ |
| પ્રકરણ ૯ મું ... | ... | ... | ... | ૨૮ |
| પ્રકરણ ૧૦ મું | ... | ... | ... | ૨૯ |
| પ્રકરણ ૧૧ મું | ... | ... | ... | ૩૧ |
| પ્રકરણ ૧૨ મું | ... | ... | ... | ૩૩ |
| પ્રકરણ ૧૩ મું | ... | ... | ... | ૩૫ |
| પ્રકરણ ૧૪ મું | ... | ... | ... | ૩૬ |
| પ્રકરણ ૧૫ મું | ... | ... | ... | ૩૭ |
| પ્રકરણ ૧૬ મું | ... | ... | ... | ૪૧ |
| પ્રકરણ ૧૭ મું | ... | ... | ... | ૪૪ |
| પ્રકરણ ૧૮ મું | ... | ... | ... | ૪૮ |
| પ્રકરણ ૧૯ મું | ... | ... | ... | ૬૮ |
| પ્રકરણ ૨૦ મું | ... | ... | ... | ૭૦ |

# ગ્રંથોનું સૂચીપત્ર

## ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| | | |
|---|---|---|
| સંપૂર્ણ મહાભારત–ભાષાંતર–સાત ગ્રંથમાં, ... | ૫૨૦૮ | ૪૫–૦–૦ |
| ઉપનિષદો–૧૧૨–સરળ ગુજરાતી ભાષાંતર–બે ગ્રંથમાં | ૫૫૨ | ૪–૦–૦ |
| માનસ રામાયણ–બે ગ્રંથમાં, ૩૦ ચિત્રો સાથે ... | ૧૪૦૦ | ૭–૦–૦ |
| ×તુલસીકૃત રામાયણ–બે ગ્રંથમાં, ૩૬ ચિત્રો સાથે... | ૧૪૩૨ | ૭–૮–૦ |
| વાલ્મીકિ રામાયણ–એક ગ્રંથમાં, ૩૭ ચિત્રો સાથે... | ૧૫૨૮ | ૬–૮–૦ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ–ચાર દળદાર ગ્રંથોમાં... | ૧૯૦૮ | ૧૨–૦–૦ |
| દત્ત–પરશુરામ અથવા આત્મદર્શનયોગ ... ... | ૩૪૪ | ૨–૦–૦ |
| ×શ્રીમદ્ ભાગવત–બે ગ્રંથમાં–આવૃત્તિ ૧૦મી, ૨૭ ચિત્રો | ૧૩૪૪ | ૮–૦–૦ |
| ભગવતી(દેવી)ભાગવત–આવૃત્તિ ૨ જી... ... ... | ૯૨૮ | ૬–૦–૦ |
| મનુસ્મૃતિ–સરળ ભાષાંતર મૂળ શ્લોકો સહિત ... | ૬૪૦ | ૩–૦–૦ |
| પાતંજલ યોગસૂત્ર–સ્વામી વિવેકાનંદની ટીકા સાથે... | ૧૯૨ | ૧–૦–૦ |
| જ્ઞાનયોગ–( સ્વામી વિવેકાનંદકૃત ) ... ... ... | ૨૩૬ | ૦-૧૨-૦ |
| તુકારામ ગાથા–ગ્રંથ ૧ લો તથા ગ્રંથ ૨ જો ... | ૧૮૪૦ | ૬–૦–૦ |
| ×દાસબોધ–(સમર્થ રામદાસ સ્વામીકૃત) આવૃત્તિ ૩ જી | ૬૪૮ | ૨–૮–૦ |
| સ્વામી રામતીર્થના સદુપદેશો–(ગ્રંથ ૧ લો) આ. ૫ મી, | ૫૬૪ | ૨–૮–૦ |
| ,, ,, સદુપદેશો ઇત્યાદિ ( ગ્રંથ ૩જા રૂપે ) | ૫૨૦ | ૨–૮–૦ |
| ×સ્વામી વિવેકાનંદના ઉપદેશો–( ભાગ ૪–૫ ) ... | ૬૦૦ | ૨–૪–૦ |
| ,, ,, ભક્તિયોગ–આવૃત્તિ ૨ જી, ( ભાગ ૮ મા રૂપે ) | ૩૮૪ | ૧–૮–૦ |
| પાતંજલયોગ ને જ્ઞાનયોગ (ભાગ ૧૦,૧૧રૂપે)... | ૫૬૦ | ૨–૦–૦ |
| આખ્યાનમાળા–ગ્રંથ ૧ લો–૨૪ આખ્યાનોનો સંગ્રહ | ૭૦૮ | ૩–૦–૦ |
| ,, ,, ગ્રંથ ૨ જો–૧૯ આખ્યાનોનો સંગ્રહ | ૭૨૦ | ૩–૦–૦ |
| વૈદિક વિનય–૩૬૦ વેદમંત્રો પ્રાર્થનાઓ રૂપે ... | ૮૪૦ | ૩-૧૨-૦ |
| મહાભારત મંજરી–મહાભારત વિષે ઉત્તમ ગ્રંથ... | ૭૪૪ | ૩–૦–૦ |
| સંસારમાં સુખ ક્યાં છે ? ( વા. મો. શાહ કૃત) | ૧૮૦ | ૧–૦–૦ |
| તું કોણ ?–લેખક સ્વામી માધવતીર્થ ... ... ... | ૩૮૪ | ૨–૦–૦ |
| આર્યોના સંસ્કાર ,, ... ... ... | ૩૨૪ | ૨–૦–૦ |
| સ્વર્ગનું વિમાન–આવૃત્તિ ૫ મી ... ... ... | ૩૭૨ | ૨–૦–૦ |

× આવી નિશાનીવાળાં પુસ્તકોમાં કમિશન બિલકુલ બંધ છે.

## સ્વર્ગસ્થ પઢિયારકૃત સ્વર્ગનાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| સ્વર્ગની કૂંચી—આવૃત્તિ ૫ મી | ... ... | ૩૭૨ | ૨-૦-૦ |
| સાચું સ્વર્ગ—આવૃત્તિ ૩ જી | ... ... | ૪૯૧ | ૨-૦-૦ |
| સ્વર્ગનો ખજાનો—આવૃત્તિ ૪ થી | ... ... | ૩૧૨ | ૨-૦-૦ |
| સ્વર્ગનો પ્રકાશ—આવૃત્તિ ૨ જી | ... ... | ૩૩૬ | ૨-૦-૦ |
| સ્વર્ગની જિંદગી—આવૃત્તિ ૩ જી | ... ... | ૩૦૦ | ૨-૦-૦ |
| સંસારમાં સ્વર્ગ—આવૃત્તિ ૨ જી | ... ... | ૩૪૮ | ૨-૦-૦ |
| સ્વર્ગનો આનંદ—આવૃત્તિ ૨ જી | ... ... | ૩૬૦ | ૨-૦-૦ |
| સ્વર્ગની સીડી—આવૃત્તિ ૨ જી | ... ... | ૩૬૦ | ૨-૦-૦ |
| સ્વર્ગની સડક—આવૃત્તિ ૨ જી | ... ... | ૪૬૮ | ૨-૦-૦ |
| ×ગામડિયા નરદેવો—સ્વર્ગસ્થ પઢિયારકૃત | ... ... | ૪૦૮ | ૧-૬-૦ |
| ઉપદેશસારસંગ્રહ—મ૦ તિરુવલ્લુવરના ઉપદેશો ઇત્યાદિ | | ૩૮૪ | ૧-૮-૦ |
| સુબોધરત્નાકર—ધર્મનીતિનાં ૧૦૫ દૃષ્ટાંતો | ... | ૩૦૦ | ૧-૮-૦ |
| ×હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ | ... ... ... | ૩૨૪ | ૧-૦-૦ |
| આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર—આવૃત્તિ ૫મી | | ૨૦૮ | ૦-૮-૦ |
| વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા—આવૃત્તિ ૨ જી | | ૧૬૪ | ૦-૪-૦ |
| વિષ્ણુસહસ્ર નામાવલ દર્શન (અર્થ-વિવરણ સાથે) | | ૨૨૦ | ૦-૬-૦ |
| વિષ્ણુસહસ્રનામ-સરળ અર્થ સહિત—આવૃત્તિ ૩ જી | | ૧૨૮ | ૦-૨-૦ |
| ×શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા | ... ... ... ... | ૮૮૮ | ૪-૦-૦ |
| અષ્ટાવક્રગીતા | ... ... ... ... ... ... | ૭૨ | ૦-૬-૦ |
| જીવન્મુક્તિવિવેક—(સ્વામી વિદ્યારણ્યકૃત) | ... ... | ૨૨૦ | ૧-૪-૦ |
| આત્મરામાયણ | ... ... ... ... ... ... | ૧૪૦ | ૦-૧૨-૦ |

## સંતવાણી

| | | | |
|---|---|---|---|
| અખાની વાણી | ... ... ... ... ... ... | ૫૦૪ | ૨-૮-૦ |
| પ્રીતમદાસની વાણી—આવૃત્તિ ૨ જી | ... ... ... | ૫૬૦ | ૨-૮-૦ |
| ભજનસાગર—ભાગ ૧ લો—૯૩૧ ભજનોનો ઉત્તમ સંગ્રહ | | ૬૮૮ | ૨-૮-૦ |
| સંત કબીર—આધ્યાત્મિક પદો (વિવેચન સાથે) | | ૧૬૮ | ૧-૦-૦ |
| ગુજરાતની ગઝલો—સંપાદક દી. બ. કૃષ્ણલાલ ઝવેરી | | ૧૮૦ | ૧-૦-૦ |

## શ્રીમદ્દ ભગવદ્‌ગીતાઓ સરલાર્થ સાથે—(ગુટકા કદની)—

| | | | |
|---|---|---|---|
| શ્રીમદ્દ ભગવદ્‌ગીતા—પંડિત નીલકંઠની ટીકા સાથે | | ૬૭૬ | ૧-૧૦-૦ |
| શ્રીભગવદ્‌ગીતા—આવૃત્તિ ૧૮ મી | ... ... ... | ૪૮૦ | ૦-૮-૦ |
| શ્રીભગવદ્‌ગીતા:—આવૃત્તિ ૧૯ મી | ... ... ... | ૪૪૮ | ૦-૭-૦ |
| શ્રીભગવદ્‌ગીતા—આવૃત્તિ ૨૦ મી | ... ... ... | ૨૮૮ | ૦-૪-૦ |

## શ્રીપંચરત્ન ભગવદ્‌ગીતા—

×**શ્રીપંચરત્નગીતા**—મોટા અક્ષરોમાં, સરળ ભાષાંતર સાથે, પાકાં પૂઠાં, કદ ઈંચ ૫×૯, પૃષ્ઠ ૬૦૦, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૧-૧૦-૦

## સંતપુરુષોનાં જીવનચરિત્રો—

| | | |
|---|---|---|
| **બુદ્ધચરિત્ર તથા અન્ય સંતપુરુષો**—આવૃત્તિ ૨ જી | ૪૯૬ | ૨-૦-૦ |
| **રામકૃષ્ણ પરમહંસ**—**ચરિત્ર**—આવૃત્તિ ૨ જી... ... | ૬૦૮ | ૨-૮-૦ |
| **સ્વામી વિવેકાનંદ**—ચરિત્ર—ભાગ ૯ મો—આવૃત્તિ ૨ જી | ૭૮૪ | ૩-૦-૦ |
| **સ્વામી રામતીર્થ**—ચરિત્ર—ગ્રંથ ૪ થો—આવૃત્તિ ૨ જી | ૬૭૨ | ૩-૦-૦ |
| **સંત તુકારામ**—વિસ્તૃત ચરિત્ર ... ... ... ... | ૬૪૮ | ૨-૮-૦ |
| **ચૈતન્ય મહાપ્રભુ**—ખંડ ૧ થી ૫—ત્રણ ગ્રંથો (સચિત્ર) | ૧૫૯૬ | ૬-૮-૦ |
| **જ્ઞાનેશ્વર મહારાજ** અને **મહાત્મા એકનાથ** ... | ૫૦૪ | ૨-૮-૦ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદનાં ચરિત્રો** ... | ૪૨૪ | ૧-૬-૦ |
| **શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧-૦-૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦-૧૦-૦ |
| **ભક્તચરિત્ર**—૨૯ ભક્તોનાં ચરિત્રો—આવૃત્તિ ૨ જી ... | ૫૧૮ | ૨-૮-૦ |
| ×**આદર્શ ચરિત્રસંગ્રહ**—ભાગ ૧ લો—૫૨ ચરિત્રો ... | ૬૩૬ | ૧-૧૨-૦ |
| " " —ભાગ ૨ જો—૭૦ ચરિત્રો ... | ૬૨૪ | ૨-૮-૦ |
| **મુસ્લિમ મહાત્માઓ**—(૯૬ ચરિત્રો, ઉપદેશો સહિત) | ૭૫૬ | ૨-૪-૦ |

## ખાસ સ્ત્રી ઉપયોગી ગ્રંથો—

| | | |
|---|---|---|
| **કલ્યાણમયી**—શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત ... | ૨૧૨ | ૧-૦-૦ |
| **ભારતની દેવીઓ**—ત્રણ ગ્રંથોમાં ... ... ... | ૨૨૬૮ | ૯-૦-૦ |
| **દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી**—(આવૃત્તિ ૫ મી) | ૧૬૦ | ૦-૮-૦ |

## ઐતિહાસિક જીવનચરિત્રો—

| | | |
|---|---|---|
| **કચ્છની લોકવાર્તા**—શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત | ૩૫૪ | ૨-૦-૦ |
| **ભારતના વીરપુરુષો**—ઐતિહાસિક વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧-૪-૦ |
| **વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**—આવૃત્તિ ૩ જી | ૩૦૪ | ૧-૦-૦ |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

| | | |
|---|---|---|
| **સુબોધ કથાસાગર**—બોધદાયક દૃષ્ટાંતોનો સંગ્રહ ... | ૪૬૪ | ૨-૦-૦ |
| **આગળ ધસો**—('પુશિંગ ટુ ધી ફ્રન્ટ'નું ભાષાંતર)આ.૩જી | ૪૬૮ | ૨-૮-૦ |
| ×**ભાગ્યના સ્રષ્ટાઓ**—સંશોધિત બીજી આવૃત્તિ ... | ૫૬૪ | ૨-૮-૦ |

| | | |
|---|---|---|
| સુખી જીવનનાં સાધન ... ... ... ... ... | ૩૧૨ | ૧-૮-૦ |
| આદર્શ દૃષ્ટાંતમાળા-૧ લો-બોધક ૪૨૪ દૃષ્ટાંતો ... | ૪૩૨ | ૨-૦-૦ |
| ,, ,, -ભાગ ૨ જો-બોધક ૩૯૫ દૃષ્ટાંતો... | ૪૯૬ | ૨-૦-૦ |
| કતલખાનું-'ધી જંગલ'નું ભાષાંતર | ૬૯૬ | ૩-૦-૦ |
| ×સોનેરી સૂચનો ને સુવિચાર સામગ્રી-આવૃત્તિ ૭ મી | ૨૦૮ | ૦-૪-૦ |
| શુભસંગ્રહ-ઉપયોગી ૮૮ લેખોનો સંગ્રહ (ભા. ૧ લા રૂપે) | ૧૯૨ | ૦-૪-૦ |
| ,, ,, ટૂંકા ને ઉપયોગી ૧૪૮ લેખો (ભા. ૨ જા રૂપે) | ૫૪૪ | ૨-૮-૦ |
| ,, ,, ઉપયોગી ૧૬૫ લેખોનો સંગ્રહ (ભા. ૯ મા રૂપે) | ૭૩૬ | ૨-૮-૦ |

## વૈદકના ગ્રંથો—

| | | |
|---|---|---|
| ×આર્યભિષક્-સુધારાવધારા સાથે (૯ મી આવૃત્તિ) ... | ૮૨૪ | ૪-૦-૦ |
| વૈદક સંબંધી વિચારો-ભાગ ૧ લો-આવૃત્તિ ૨ જી | ૬૮૪ | ૨-૦-૦ |
| ,, ,, -ભાગ ૨ જો ... ... | ૪૩૨ | ૧-૧૨-૦ |
| આયુર્વેદ નિબંધમાળા-ભાગ ૧ લો } વૈદ્ય તિલકચંદ | ૭૩૬ | ૨-૮-૦ |
| ,, ,, -ભાગ ૨ જો } તારાચંદકૃત | ૪૧૬ | ૧-૧૨-૦ |
| ×આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન-ગાંધીજીકૃત-આ. ૫ મી | ૧૪૮ | ૦-૪-૦ |
| આરોગ્ય ને ખોરાક ... ... ... ... ... | ૧૭૬ | ૧-૦-૦ |

## બોધપ્રદ ટૂંકી વાર્તાઓ ઇત્યાદિ—

| | | |
|---|---|---|
| ગ્રંથ ૧ લો-સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓનો સંગ્રહ | ૫૮૮ | ૨-૮-૦ |
| ,, ૨ જો-કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ ... | ૫૭૬ | ૨-૮-૦ |
| ,, ૫ મો-સ્ત્રીપુરુષ સર્વ માટે ઉપયોગી ૫૬ વાર્તાઓ | ૪૦૮ | ૨-૮-૦ |
| ,, ૬ ઠ્ઠો-સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ... ... | ૩૨૦ | ૨-૮-૦ |
| સુબોધ પુષ્પવાટિકા-શેખ સાદીકૃત ગુલિસ્તાઁનો અનુવાદ | ૧૩૬ | ૦-૫-૦ |

## બાળકો માટેનાં પુસ્તકો—

| | | |
|---|---|---|
| ભારતીય નીતિકથાઓ-મહાભારતમાંની ૫૨ વાતો... | ૧૯૨ | ૦-૮-૦ |
| સુબોધક નીતિકથા-બિરબલકૃત ૧૫૨ બોધપ્રદ વાતો | ૨૩૨ | ૦-૮-૦ |
| સદ્‌ગુણી બાળકો-૬૯ ખરા બનાવોનો સંગ્રહ... ... | ૧૩૬ | ૦-૪-૦ |
| બાળસદ્‌બોધ-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... | ૧૨૦ | ૦-૪-૦ |
| બાળકોની વાતો-રસિક વાતચીતરૂપે ૨૧ પાઠ ... | ૮૮ | ૦-૩-૦ |
| ,, ,, -ભાગ ૨ જો-બોધપ્રદ ૬૧ પાઠો ... | ૨૬૪ | ૦-૮-૦ |

મળવાનું ઠેકાણું :— } **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**
ઠે. ભદ્ર પાસે, અમદાવાદ ને કાલબાદેવીરોડ, મુંબઈ-૨

# અષ્ટાવક્ર ગીતા

## પ્રકરણ ૧

॥ जनक उवाच ॥

कथं ज्ञानमवाप्नोति कथं मुक्तिर्भविष्यति ।
वैराग्यं च कथं प्राप्तमेतद् ब्रूहि मम प्रभो ॥ १ ॥

જનક (અષ્ટાવક્ર મુનિને) કહે છે-ભગવન્ ! (મનુષ્ય) આત્મજ્ઞાનને કેવી રીતે મેળવે છે, (તેની) મુક્તિ કેવી રીતે થાય છે, અને વૈરાગ્ય કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે મને કહો. ૧

॥ श्रीअष्टावक्र उवाच ॥

मुक्तिमिच्छसि चेत्तात विषयान्विषवत्त्यज ।
क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥ २ ॥

અષ્ટાવક્ર મુનિ કહે છે-પ્રિય (રાજન્ !) જો (તું) મુક્તિને ઇચ્છતો હોય તો (ઇન્દ્રિયોના) વિષયોને વિષની જેમ છોડી દે (અને) ક્ષમા, સરળતા, દયા, સન્તોષ અને સત્યનું અમૃતની જેમ સેવન કર. ૨

न पृथ्वी न जलं नाग्निर्न वायुर्द्यौर्न वा भवान् ।
एषां साक्षिणमात्मानं चिद्रूपं विद्धि मुक्तये ॥ ३ ॥

તું પૃથ્વી નથી, જળ નથી, અગ્નિ નથી, વાયુ નથી તેમજ આકાશ પણ નથી. મુક્તિને માટે આ બધાના સાક્ષીરૂપે રહેલા ચિદ્રૂપ આત્માને જાણ (અથવા, બધાના સાક્ષીરૂપે રહેલા ચિદ્રૂપને પોતાના આત્મા તરીકે જાણ). ૩

यदि देहं पृथक्कृत्य चिति विश्रम्य तिष्ठसि ।
अधुनैव सुखी शान्तो बन्धमुक्तो भविष्यसि ॥ ४ ॥

જો (તું) દેહને (આત્માથી) છૂટો પાડીને ચિદ્રૂપમાં સ્થિર થઈને રહેશે (તો) હમણાં જ તું સુખી, શાન્ત અને બન્ધથી મુક્ત બનીશ. ૪

न त्वं विप्रादिको वर्णो नाश्रमी नाक्षगोचरः ।
असङ्गोऽसि निराकारो विश्वसाक्षी सुखी भव ॥ ५ ॥

તું વિપ્ર અર્થાત્ બ્રાહ્મણાદિ વર્ણ નથી, (બ્રહ્મચર્ય આદિ) આશ્રમી પણ નથી, અને તું ઇન્દ્રિયગોચર—ઇન્દ્રિયોથી પમાય એવો—નથી. તું તો અસંગ, નિરાકાર અને (આખા) વિશ્વનો સાક્ષી છે. (એમ વિચારીને) તું સુખી થા. ૫

धर्माधर्मौ सुखं दुःखं मानसानि न ते विभो ।
न कर्ताऽसि न भोक्ताऽसि मुक्त एवासि सर्वदा ॥ ६ ॥

રાજન્ ! ધર્મ અને અધર્મ, તેમજ સુખ અને દુઃખ, તો મનને લાગે છે અને નહિ કે તને. તું કર્તા નથી તેમજ ભોક્તા પણ નથી, પણ હમેશ મુક્ત જ. છે. ૬

एको द्रष्टाऽसि सर्वस्य मुक्तप्रायोऽसि सर्वदा ।
अयमेव हि ते बन्धो द्रष्टारं पश्यसीतरम् ॥ ७ ॥

તું સર્વનો એક દ્રષ્ટા છે અને નિરંતર અત્યન્ત મુક્ત છે. તું જે બીજાને દ્રષ્ટા તરીકે જુએ છે, તે જ તારા બન્ધનું કારણ છે. ૭

अहं कर्तेत्यहंमानमहाकृष्णाहिदंशितः ।
नाहं कर्तेति विश्वासामृतं पीत्वा सुखी भव ॥ ८ ॥

'હું કર્તા છું' એવા અહંભાવરૂપી મોટા કાળા સાપ વડે દંશિત થયેલો તું 'હું કર્તા નથી' એવા વિશ્વાસરૂપી અમૃતને પીને સુખી થા. ૮

एको विशुद्धबोधोऽहमिति निश्चयवह्निना ।
प्रज्वाल्याज्ञानगहनं वीतशोकः सुखी भव ॥ ९ ॥

'હું એક અને વિશુદ્ધ જ્ઞાનરૂપ છું,' એવા નિશ્ચયરૂપી અગ્નિ વડે અજ્ઞાનરૂપ ગહન વનને સળગાવી દઈ તું શોકરહિત બનીને સુખી થા. ૯

यत्र विश्वमिदं भाति कल्पितं रज्जुसर्पवत् ।
आनन्दपरमानन्दः स बोधस्त्वं सुखं चर ॥ १० ॥

જેમાં આ કલ્પિત વિશ્વ દોરડામાં સર્પની જેમ ભાસમાન થાય છે તે આનંદના પરમ અવધિરૂપ જ્ઞાન તું જ છે, (માટે) સુખપૂર્વક વિહાર કર. ૧૦

मुक्ताभिमानी मुक्तो हि बद्धो बद्धाभिमान्यपि ।
किंवदन्तीह सत्येयं या मतिः सा गतिर्भवेत् ॥ ११ ॥

જે પોતાને મુક્ત માને છે તે મુક્ત છે, અને જે પોતાને બંધાયેલો માને છે તે બંધાયેલો છે; કારણ કે અહીં (આ જગતમાં) આ લોકવાદ સાચો છે કે જેવી મતિ તેવી ગતિ થાય છે. ૧૧

आत्मा साक्षी विभुः पूर्ण एको मुक्तश्चिदक्रियः ।
असङ्गो निःस्पृहः शान्तो भ्रमात्संसारवानिव ॥ १२ ॥

આત્મા સાક્ષી, વ્યાપક, પૂર્ણ, એક, મુક્ત, ચૈતન્યસ્વરૂપ,

અક્રિય, અસંગ, નિઃસ્પૃહ અને શાન્ત છે (પરંતુ) ભ્રમને કારણે સંસારવાળો હોય તેમ ભાસે છે. ૧૨

कूटस्थं बोधमद्वैतमात्मानं परिभावय।
आभासोऽहं भ्रमं मुक्त्वा भावं बाह्यमथान्तरम् ॥ १३ ॥

'હું આભાસાત્મક છું' એવા ભ્રમને અને બાહ્ય તેમજ અંદરના ભાવને છોડી દઈને કૂટસ્થ અર્થાત્ પર્વતના જેવા અચલ, બોધરૂપ, અદ્વૈતરૂપ આત્માનો વિચાર કર. ૧૩

देहाभिमानपाशेन चिरं बद्धोऽसि पुत्रक।
बोधोऽहं ज्ञानखड्गेन तं निष्कृत्य सुखी भव ॥ १४ ॥

હે પુત્ર, દેહાધ્યાસરૂપ બન્ધન વડે લાંબા કાળથી તું બંધાયો છે. તે પાશને 'હું જ્ઞાનરૂપ છું' એવા જ્ઞાનરૂપ ખડ્ગ વડે છેદી નાખી સુખી થા. ૧૪

निःसंगो निष्क्रियोऽसि त्वं स्वप्रकाशो निरञ्जनः।
अयमेव हि ते बन्धः समाधिमनुतिष्ठसि ॥ १५ ॥

તું અસંગ, અક્રિય, સ્વયંપ્રકાશ અને નિર્દોષ છે. જે તું સમાધિ કરી રહ્યો છે તે જ તારું બંધન છે. ૧૫

त्वया व्याप्तमिदं विश्वं त्वयि प्रोतं यथार्थतः।
शुद्धबुद्धस्वरूपस्त्वं मा गमः क्षुद्रचित्तताम् ॥ १६ ॥

તારા વડે આ વિશ્વ વ્યાપ્ત થયેલું છે અને તારામાં જ તે વણાયેલું છે. ખરું જોતાં તું શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે, (માટે) ક્ષુદ્ર ચિત્તવૃત્તિને વશ થા મા. ૧૬

निरपेक्षो निर्विकारो निर्भरः शीतलाशयः।
अगाधबुद्धिरक्षुब्धो भव चिन्मात्रवासनः ॥ १७ ॥

(તું) કશાની પણ ઇચ્છા વિનાનો, વિકારરહિત, ચિંતા-

રહિત (નિર્+ભરઃ=ભાર વિનાનો), શાન્ત અન્તઃકરણવાળો, ઊંડી બુદ્ધિવાળો, ક્ષોભરહિત અને માત્ર ચૈતન્યમાં જ નિષ્ઠા રાખનારો થા. ૧૭

साकारमनृतं विद्धि निराकारं तु निश्चलम् ।
एतत्तत्त्वोपदेशेन न पुनर्भवसंभवः ॥ १८ ॥

(તું શરીરાદિક) સાકાર (વસ્તુઓ)ને ખોટી માન અને નિરાકારને નિશ્ચલ અર્થાત્ નિત્ય માન. આ તત્ત્વના (અર્થાત્ નિરાકાર તત્ત્વના) ઉપદેશથી ફરી (સંસારમાં) જન્મવાનો સંભવ રહેતો નથી. ૧૮

यथैवादर्शमध्यस्थे रूपेऽन्तः परितस्तु सः ।
तथैवास्मिन् शरीरेऽन्तः परितः परमेश्वरः ॥ १९ ॥

જેવી રીતે આરસાની મધ્યમાં (પ્રતિબિમ્બિત બનેલા) રૂપની અંદર તેમજ (બહાર) ચારે બાજુએ માત્ર એ (આરસો) જ રહેલો છે (અને તેના સિવાય તેનાથી જુદું બીજું કાંઇ નથી), તેવી રીતે આ શરીરમાં પણ અંદર તેમજ (બહાર) ચારે બાજુએ એક માત્ર પરમેશ્વર જ અર્થાત્ ચૈતન્ય જ રહેલું છે (અને તેના સિવાય તેનાથી જુદું બીજું કાંઈ જ નથી). ૧૯

एकं सर्वगतं व्योम बहिरन्तर्यथा घटे ।
नित्यं निरन्तरं ब्रह्म सर्वभूतगणे तथा ॥ २० ॥

જેવી રીતે ઘડામાં બહાર તેમજ અંદર એક અને સર્વવ્યાપક આકાશ રહેલું છે, તેવી રીતે સમસ્ત ભૂતગણોમાં (અંદર તેમજ બહાર) નિત્ય, અવિનાશી બ્રહ્મ રહેલું છે. ૨૦

## પ્રકરણ ૨

अहो निरञ्जनः शान्तो बोधोऽहं प्रकृतेः परः।
एतावन्तमहं कालं मोहेनैव विडंबितः ॥ १ ॥

જનક કહે છે–હું નિર્દોષ, શાન્ત, બોધરૂપ અને પ્રકૃતિથી પર છું. અહો! (આશ્ચર્યની વાત છે કે) આટલા સમય સુધી મોહ વડે હું ઠગાયો છું. ૧

यथा प्रकाशयाम्येको देहमेनं तथा जगत्।
अतो मम जगत्सर्वमथवा न च किंचन ॥ २ ॥

જેવી રીતે આ દેહને એક માત્ર 'હું' જ પ્રકાશમાન કરું છું, તેવી રીતે જગતને પણ 'હું' જ પ્રકાશમાન કરું છું. આથી સમસ્ત જગત જ મારું છે અથવા કાંઈ પણ મારું નથી. ૨

सशरीरमहो विश्वं परित्यज्य मयाऽधुना।
कुतश्चित्कौशलादेव परमात्मा विलोक्यते ॥ ३ ॥

અહો! (આશ્ચર્યની વાત છે કે) શરીરસહિત વિશ્વનો ત્યાગ કરીને અર્થાત્ પોતાથી જુદું સમજીને કોઈ રીતે કુશળતા અર્થાત્ યુક્તિ–પ્રયુક્તિથી હવે મારા વડે પરમાત્મા જોવાય છે. (અર્થાત્ વિશ્વ પરમાત્માથી જુદું ન હોવા છતાં પહેલાં તેને સત્યવત્ ગણ્યું, પરંતુ હવે જ્ઞાન થવાથી યુક્તિ–પ્રયુક્તિ, ઉપદેશ, ઇત્યાદિ વડે તેનું મિથ્યાત્વ પ્રતીત થઈ પરમાત્માનું દર્શન મને થાય છે). ૩

यथा न तोयतो भिन्नास्तरङ्गाः फेनबुद्बुदाः।
आत्मनो न तथा भिन्नं विश्वमात्मविनिर्गतम् ॥ ४ ॥

જેમ (પાણીથી ઉત્પન્ન થયેલા) તરંગો, ફીણ અને પર-

પોટા પાણીથી ભિન્ન નથી, તેમ આત્મામાંથી બહાર નીકળેલું વિશ્વ આત્માથી ભિન્ન નથી. ૪

तन्तुमात्रो भवेदेव पटो यद्वद्विचारितः ।
आत्मतन्मात्रमेवेदं तद्वद्विश्वं विचारितम् ॥ ५ ॥

જેમ વિચાર કરતાં જણાય છે કે કપડું તાંતણારૂપ જ છે (અર્થાત્ તાંતણાથી કપડાનું અસ્તિત્વ ભિન્ન નથી), તેમ વિચાર કરતાં જણાય છે કે આ વિશ્વ આત્માનો જ અંશ છે (અર્થાત તેનાથી ભિન્ન નથી). ૫

यथैवेक्षुरसे क्लृप्ता तेन व्याप्तैव शर्करा ।
तथा विश्वं मयि क्लृप्तं मया व्याप्तं निरंतरम् ॥ ६ ॥

જેમ શેરડીના રસમાં કલ્પાયેલી (અર્થાત્ બનાવેલી) સાકર તેના (શેરડીના રસ) વડે જ વ્યાપ્ત હોય છે, તેમ 'અહં'માં કલ્પાયેલું વિશ્વ 'અહં' વડે વ્યાપ્ત રહે છે. ૬

आत्माज्ञानाज्जगद्भाति आत्मज्ञानान्न भासते ।
रज्ज्वज्ञानादहिर्भाति तज्ज्ञानाद्भासते न हि ॥ ७ ॥

આત્માનાં (સ્વરૂપનાં) અજ્ઞાનને લઈને જ જગત ભાસમાન થાય છે, પરંતુ આત્મજ્ઞાન થતાં ભાસતું નથી. દોરડાનાં અજ્ઞાનથી જ સર્પની ભ્રાન્તિ થાય છે, પરંતુ તેનું (અર્થાત્ દોરડાનું) જ્ઞાન થતાં (સર્પ) ભાસતો નથી. ૭

प्रकाशो मे निजं रूपं नातिरिक्तोऽस्म्यहं ततः ।
यदा प्रकाशते विश्वं तदाहंभास एव हि ॥ ८ ॥

પ્રકાશ એ જ મારું પોતાનું સ્વરૂપ છે, તેનાથી અતિરિક્ત (અર્થાત્ જુદો) એવો 'હું' છું જ નહિ. જ્યારે વિશ્વ પ્રકાશે છે (અર્થાત્ ભાસમાન થાય છે), ત્યારે પણ તે 'અહં' (અર્થાત

'હું') નો જ ભાસ છે. (એટલે કે 'અહં' જ વિશ્વરૂપે ભાસે છે). ૮

अहो विकल्पितं विश्वमज्ञानान्मयि भासते।
रूप्यं शुक्तौ फणी रज्जौ वारि सूर्यकरे यथा ॥ ९ ॥

જેમ અજ્ઞાનથી કલ્પાયેલું રૂપું છીપમાં ભાસે છે, સર્પ દોરડામાં ભાસે છે (અને મૃગ–)જળ સૂર્યનાં કિરણોમાં ભાસે છે, તેમ અરે! અજ્ઞાનથી (જ) કલ્પાયેલું વિશ્વ મારામાં (અર્થાત્ 'હું' માં) ભાસે છે. ૯

मत्तो विनिर्गतं विश्वं मय्येव लयमेष्यति।
मृदि कुंभो जले वीचिः कनके कटकं यथा ॥ १० ॥

જેમ (માટીમાંથી થયેલો) ઘડો માટીમાં, (પાણીમાંથી ઉપજેલો) તરંગ પાણીમાં, અને (સોનામાંથી બનેલું) કડું સોનામાં લય પામે છે, તેમ મારા (અર્થાત્ 'અહં')માંથી ઉદ્ભવ પામેલું વિશ્વ મારામાં (અર્થાત્ 'અહં'માં) જ લય પામશે. ૧૦

अहो अहं नमो मह्यं विनाशो यस्य नास्ति मे।
ब्रह्मादिस्तंबपर्यंतं जगन्नाशेऽपि तिष्ठतः ॥ ११ ॥

બ્રહ્માથી માંડીને તૃણ સુધીનાં જગતનો નાશ થતાં પણ જે 'હું' નો વિનાશ થતો નથી તેવા 'હું'ને નમસ્કાર હો. અહો 'અહં' (અર્થાત્ 'હું') કેટલો આશ્ચર્યભર્યો છું! ૧૧

अहो अहं नमो मह्यमेकोऽहं देहवानपि।
क्वचिन्न गन्ता नागन्ता व्याप्य विश्वमवस्थितः ॥ १२ ॥

અહો 'અહં'! મને (અર્થાત્ 'અહં'ને) નમસ્કાર હો. 'હું' દેહધારી હોવા છતાં એક જ છું, નથી (કશે) જતો કે નથી આવતો, પરંતુ વિશ્વને વ્યાપીને રહ્યો છું.૧૨

अहो अहं नमो मह्यं दक्षो नास्तीह मत्समः ।
असंस्पृश्य शरीरेण येन विश्वं चिरं धृतम् ॥ १३ ॥

અહો 'અહં'! મને (અર્થાત્ 'અહં'ને) નમસ્કાર હો. અહીં 'મારા' જેવો ચતુર કોઇ નથી કે જેના વડે શરીર સાથે સંસર્ગ સાધ્યા વિના આ વિશ્વ ચિરકાલથી ધારણ કરાયું છે. ૧૩

अहो अहं नमो मह्यं यस्य मे नास्ति किंचन ।
अथवा यस्य मे सर्वं यद्वाङ्मनसगोचरम् ॥ १४ ॥

અહો 'અહં'! મને (અર્થાત્ 'અહં' ને) નમસ્કાર હો, કે જે 'મારા' માં કાંઇ જ નથી, અથવા તો જે 'મારા' માં વાણી અને મનના વિષયરૂપ બનેલું બધું ય છે.૧૪

ज्ञानं ज्ञेयं तथा ज्ञाता त्रितयं नास्ति वास्तवम् ।
अज्ञानाद्भाति यत्रेदं सोऽहमस्मि निरञ्जनः ॥ १५ ॥

જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ ત્રિપુટી જ્યાં વાસ્તવિક રીતે નથી, પરંતુ એ જ્યાં અજ્ઞાનને લઇને ભાસે છે, તે 'હું' નિરંજન છું. ૧૫

द्वैतमूलमहो दुःखं नान्यत्तस्यास्ति भेषजम् ।
दृश्यमेतन्मृषा सर्वमेकोऽहं चिद्रसोऽमलः ॥ १६ ॥

અહો! જે દ્વૈતથી ઉત્પન્ન થતું દુઃખ છે તેનું (સત્ય જ્ઞાન સિવાય) બીજું કાંઇ ઓસડ નથી. આ સમસ્ત દૃશ્યપ્રપંચ મિથ્યા છે. 'હું' એક અને શુદ્ધ ચૈતન્ય-રસ છું. ૧૬

बोधमात्रोऽहमज्ञानादुपाधिः कल्पितो मया ।
एवं विमृशतो नित्यं निर्विकल्पे स्थितिर्मम ॥ १७ ॥

'હું' કેવળ બોધરૂપ છું; અજ્ઞાનને લઇને જ મેં (આ દ્વૈત-પ્રપંચરૂપ) ઉપાધિની કલ્પના કરી છે. આમ નિત્ય વિચાર

કરતાં કરતાં નિર્વિકલ્પ અવસ્થામાં મારી સ્થિતિ થઇ છે. ૧૭

न मे बन्धोऽस्ति मोक्षो वा भ्रान्तिः शान्ता निराश्रया।
अहो मयि स्थितं विश्वं वस्तुतो न मयि स्थितम् ॥१८॥

અહો, મારામાં રહેલું વિશ્વ ખરું જોતાં મારામાં રહેલું જ નથી. મને બન્ધ પણ નથી કે મોક્ષ પણ નથી. આશ્રય (અથવા આધાર) વિના (ઊભી થયેલી જગતરૂપ) ભ્રાન્તિ શાન્ત થઈ ગઇ છે. ૧૮

सशरीरमिदं विश्वं न किञ्चिदिति निश्चितम्।
शुद्धचिन्मात्र आत्मा च तत्कस्मिन्कल्पनाऽधुना ॥१९॥

શરીર સાથે આ વિશ્વ કશું છે જ નહિ અને આત્મા શુદ્ધ ચૈતન્યમાત્ર છે, તો પછી જગતની કલ્પના શામાં કરવી? ૧૯

शरीरं स्वर्गनरकौ बन्धमोक्षौ भयं तथा।
कल्पनामात्रमेवैतत् किं मे कार्यं चिदात्मनः ॥ २० ॥

શરીર, સ્વર્ગ-નરક, બન્ધ-મોક્ષ, અને ભય એ બધું કલ્પનામાત્ર જ છે. તેની સાથે ચિદાત્મારૂપ મારો શો સંબંધ છે? ૨૦

अहो जनसमूहेऽपि न द्वैतं पश्यतो मम।
अरण्यमिव संवृत्तं क्व रतिं करवाण्यहम् ॥ २१ ॥

અહો, (આ સમસ્ત) જનસમુદાયમાં પણ દ્વૈત ન જોનારા એવા મારે માટે (બધુંય) જંગલ જેવું થઇ ગયું છે, તો પછી શામાં આસક્તિ રાખું? ૨૧

नाहं देहो न मे देहो जीवो नाहमहं हि चित्।
अयमेव हि मे बन्ध आसीद्या जीविते स्पृहा ॥ २२ ॥

હું દેહ નથી, તેમ દેહ મારો નથી અને હું જીવ પણ નથી, કારણ કે હું ચૈતન્ય છું. જીવન પ્રત્યે જે ઇચ્છા હતી તે

જ મારે માટે બંધન હતું. ૨૨

अहो भुवनकल्लोलैर्विचित्रैर्द्राक्समुत्थितम् ।
मय्यनन्तमहाम्भोधौ चित्तवाते समुद्यते ॥ २३ ॥

અહો! અનન્ત મહાસાગરરૂપ મારામાં ચિત્તરૂપી વાયુ વાતાં જગતરૂપ વિચિત્ર તરંગો ઓચિંતા ઊઠ્યા. ૨૩

मय्यनन्तमहाम्भोधौ चित्तवाते प्रशाम्यति ।
अभाग्याज्जीववणिजो जगत्पोतो विनश्वरः ॥ २४ ॥

અનંત મહાસાગરરૂપ મારામાં ચિત્તરૂપ વાયુ શાંત બની જતા જીવરૂપ વાણિયા (વેપારી)નું જગતરૂપ વહાણ કમનસીબે ભાંગી ગયું. ૨૪

मय्यनन्तमहाम्भोधावाश्चर्यं जीववीचयः ।
उद्यन्ति घ्नन्ति खेलन्ति प्रविशन्ति स्वभावतः ॥ २५ ॥

આશ્ચર્ય (ની વાત છે) કે અનંત મહાસાગરરૂપ મારામાં જીવરૂપ મોજાંઓ આપોઆપ જ ઉત્પન્ન થાય છે, અથડાય છે, રમે છે (અને) લય પામે છે. ૨૫

## પ્રકરણ ૩

अविनाशिनमात्मानमेकं विज्ञाय तत्त्वतः ।
तवात्मज्ञस्य धीरस्य कथमर्थार्जने रतिः ॥ १ ॥

અષ્ટાવક્ર બોલ્યા:—આત્માને વાસ્તવિક રીતે એક અને અવિનાશી જાણ્યા પછી, આત્મજ્ઞ અને ધીર એવા તને ધનની પ્રાપ્તિ પ્રત્યે પ્રીતિ કેમ થાય છે? ૧

आत्माज्ञानादहो प्रीतिर्विषयभ्रमगोचरे ।
शुक्तेरज्ञानतो लोभो यथा रजतविभ्रमे ॥ २ ॥

અહો! જેમ છીપનાં અજ્ઞાનથી રૂપારૂપ ભ્રમમાં લોભ

ઊપજે છે, તેમ આત્માનાં અજ્ઞાનથી વિષયોરૂપ ભ્રમાત્મક વસ્તુમાં પ્રીતિ થાય છે. ૨

विश्वं स्फुरति यत्रेदं तरङ्गा इव सागरे।
सोऽहमस्मीति विज्ञाय किं दीन इव धावसि ॥ ३ ॥

જેમાં વિશ્વ, સમુદ્રમાં તરંગની જેમ, સ્ફુરે છે. તે હું જ છું એમ જાણ્યા પછી (પણ) તું પામર મનુષ્યની જેમ શા માટે દોડાદોડ કરે છે? ૩

श्रुत्वाऽपि शुद्धचैतन्यमात्मानमतिसुन्दरम्।
उपस्थेऽत्यन्तसंसक्तो मालिन्यमधिगच्छति ॥ ४ ॥

આત્માને શુદ્ધ ચૈતન્યરૂપ અને અત્યન્ત સુંદર જાણવા છતાં જે (મનુષ્ય) વિષયોમાં અત્યન્ત આસક્ત બને છે. તે મલિનતાને જ પામે છે. ૪

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि।
मुनेर्जानत आश्चर्यं ममत्वमनुवर्त्तते ॥ ५ ॥

પોતાના આત્માને સર્વ ભૂતોમાં અને સર્વ ભૂતોને પોતાના આત્મામાં જાણનારા મુનિમાં પણ મમત્વ ચાલુ રહે છે (એ તો) આશ્ચર્યની વાત છે. ૫

आस्थितः परमाद्वैतं मोक्षार्थेऽपि व्यवस्थितः।
आश्चर्यं कामवशगो विकलः केलिशिक्षया ॥ ६ ॥

પરમ અદ્વૈતમાં સ્થિત થયેલો અને મોક્ષને માટે પ્રયાસ કરતો (મનુષ્ય) પણ ભોગના અભ્યાસને લઈને વ્યાકુળ બનેલો હોઈ કામને વશ થાય છે, તે આશ્ચર્ય છે. ૬

उद्भूतं ज्ञानदुर्मित्रमवधार्यातिदुर्बलः।
आश्चर्यं काममाकाङ्क्षेत्कालमन्तमनुश्रितः ॥ ७ ॥

ઉત્પન્ન થયેલા જ્ઞાનના શત્રુને જાણતો છતાં અત્યન્ત દુર્બલ

અને અન્તકાલને પ્રાપ્ત થયેલો (મનુષ્ય) વિષયભોગની ઇચ્છા કરે છે, તે આશ્ચર્ય છે. ૭

इहामुत्र विरक्तस्य नित्यानित्यविवेकिनः ।
आश्चर्यं मोक्षकामस्य मोक्षादेव विभीषिका ॥ ८ ॥

આ લોક અને પરલોક પ્રત્યે વિરક્ત, નિત્ય અને અનિત્ય વસ્તુના ભેદને સમજનાર (અને) મોક્ષની ઇચ્છાવાળા મનુષ્યને મોક્ષથી જ ભય છે, એ જ આશ્ચર્ય છે. ૮

धीरस्तु भोज्यमानोऽपि पीड्यमानोऽपि सर्वदा ।
आत्मानं केवलं पश्यन् न तुष्यति न कुप्यति ॥ ९ ॥

ધીર મનુષ્ય ભોગ ભોગવતો છતાં પણ અને પીડાયુક્ત બનતો હોવા છતાં પણ, હંમેશ કેવળ આત્માને જ જોતો હોઇ, પ્રસન્ન થતો નથી તેમજ કોપ પણ કરતો નથી. ૯

चेष्टमानं शरीरं स्वं पश्यत्यन्यशरीरवत् ।
संस्तवे चापि निन्दायां कथं क्षुभ्येन्महाशयः ॥ १० ॥

પ્રવૃત્તિયુક્ત પોતાના શરીરને જે બીજાના શરીરની જેમ જુએ છે એવો મહાત્મા પુરુષ સ્તુતિથી અથવા નિન્દાથી પણ કેમ ક્ષોભ પામે? ૧૦

मायामात्रमिदं विश्वं पश्यन्विगतकौतुकः ।
अपि सन्निहिते मृत्यौ कथं त्रस्यति धीरधीः ॥ ११ ॥

આ વિશ્વને માયામાત્ર જોનાર અને તેથી જ કુતૂહલ વિનાનો, શાન્ત બુદ્ધિવાળો મનુષ્ય મૃત્યુ પાસે હોય તોપણ કેવી રીતે ત્રાસ પામે? ૧૧

निःस्पृहं मानसं यस्य नैराश्येऽपि महात्मनः ।
तस्यात्मज्ञानतृप्तस्य तुलना केन जायते ॥ १२ ॥

જે મહાત્માનું મન નિરાશાને પ્રસંગે પણ (તદ્દન) નિઃસ્પૃહ

રહે છે તેવા આત્મજ્ઞાનથી સંતુષ્ટ (મહાત્મા)ની તુલના કોની સાથે થઇ શકે? ૧૨

स्वभावादेव जानाति दृश्यमेतन्न किञ्चन ।
इदं ग्राह्यमिदं त्याज्यं स किं पश्यति धीरधीः ॥ १३ ॥

આ દૃશ્ય (વિશ્વ) સ્વભાવથી જ કાંઈ નથી એમ જાણનાર એ શાન્ત બુદ્ધિવાળો (મનુષ્ય) શું એમ જુએ છે કે આ ગ્રહણ કરવા યોગ્ય છે કે આ ત્યાગ કરવા યોગ્ય છે? ૧૩

अन्तस्त्यक्तकषायस्य निर्द्वन्द्वस्य निराशिषः ।
यदृच्छयाऽऽगतो भोगो न दुःखाय न तुष्टये ॥ १४ ॥

(વિષય-વાસનારૂપ) મળનો જેણે અન્તઃકરણથી ત્યાગ કરેલો છે અને જે દ્વન્દ્વથી રહિત થયો છે અને જે આશાથી રહિત થયો છે, તેને સહજ પ્રાપ્ત થતો ભોગ દુઃખ પણ નથી આપતો તેમજ હર્ષ પણ નથી પમાડતો. ૧૪

## પ્રકરણ ૪

हन्तात्मज्ञस्य धीरस्य खेलतो भोगलीलया ।
नहि संसारवाहीकैर्मूढैः सह समानता ॥ १ ॥

જનક બોલ્યા—અહો, ભોગરૂપ લીલાથી ક્રીડા કરતા અને આત્મજ્ઞાની એવા ધીર પુરુષની સાથે સંસારી એવા મૂઢ મનુષ્યની સમાનતા કશી છે જ નહિ. ૧

यत्पदं प्रेप्सवो दीनाः शक्राद्याः सर्वदेवताः ।
अहो तत्र स्थितो योगी न हर्षमुपगच्छति ॥ २ ॥

જે (આત્મ)પદની ઇચ્છા કરતા ઇન્દ્ર આદિ સર્વ દેવો (તે પદની પ્રાપ્તિ ન થતાં) દીનતાને પ્રાપ્ત કરે છે (અર્થાત

શોકાતુર બને છે), ત્યાં સ્થિર બનેલો યોગી હર્ષ પામતો નથી, એ આશ્ચર્યની વાત છે. ૨

तज्ज्ञस्य पुण्यपापाभ्यां स्पर्शो ह्यन्तर्न जायते ।
नह्याकाशस्य धूमेन दृश्यमानाऽपि सङ्गतिः ॥ ३ ॥

એ [(આત્મ—)પદને] જાણનારને અંતઃકરણમાં પુણ્ય અને પાપનો સ્પર્શ લાગતો નથી. બહારથી દેખાતી હોવા છતાં પણ આકાશને વાસ્તવિક રીતે ધુમાડા સાથે સંગતિ (સ્પર્શ) હોતી નથી. ૩

आत्मैवेदं जगत्सर्वं ज्ञातं येन महात्मना ।
यदृच्छया वर्तमानं तं निषेद्धुं क्षमेत कः ॥ ४ ॥

આ સમસ્ત જગત આત્મરૂપ જ છે એમ જેણે જાણ્યું છે તેવા મહાત્માને સહજ ક્રિયા કરતા અટકાવવા કોણ સમર્થ થાય? (અર્થાત્ તેની સહજ ક્રિયામાં વિધિ-નિષેધરૂપ બંધનો કોણ આરોપિત કરી શકે? કોઇ જ નહિ.) ૪

आब्रह्मस्तम्बपर्यन्ते भूतग्रामे चतुर्विधे ।
विज्ञस्यैव हि सामर्थ्यमिच्छानिच्छाविसर्जने ॥ ५ ॥

બ્રહ્માથી માંડીને તૃણ સુધીની (અણ્ડજ, સ્વેદજ, જરાયુજ અને ઉદ્ભિજ્જ એમ) ચાર પ્રકારની જીવ-જાતિઓમાં માત્ર જ્ઞાની જ ઇચ્છા અને અનિચ્છાને દૂર હઠાવવામાં સમર્થ છે. ૫

आत्मानमद्वयं कश्चिज्जानाति जगदीश्वरम् ।
यद्वेत्ति तत्स कुरुते न भयं तस्य कुत्रचित् ॥ ६ ॥

કોઇક જ (પોતાના) આત્માને અને જગતના ઈશ્વરને અદ્વૈત (એકરૂપ) જાણે છે. તે જે જાણે છે તેને જ આચરણમાં મૂકે છે. તેને કશેથી પણ ભય આવતો નથી. ૬

## પ્રકરણ ૫

न ते सङ्गोऽस्ति केनापि किं शुद्धस्त्यक्तुमिच्छसि।
संघातविलयं कुर्वन्नेवमेव लयं व्रज ॥ १ ॥

અષ્ટાવક્ર કહે છે–તારો કશાની સાથે પણ સંગ છે જ નહિ. (આથી) તું શુદ્ધ હોઇ શાનો ત્યાગ કરવાની ઇચ્છા રાખે છે? આ પ્રમાણે (દેહ-)સંઘાતનો (અર્થાત્ દેહાભિમાનનો) વિલય કરી સ્વરૂપમાં લીન થઇ જા. ૧

उदेति भवतो विश्वं वारिधेरिव बुद्बुदः।
इति ज्ञात्वैकमात्मानमेवमेव लयं व्रज ॥ २ ॥

સમુદ્રમાં જેમ પરપોટો ઉદય પામે છે તેમ તારામાંથી વિશ્વ ઉદય પામે છે. એ પ્રમાણે આત્માને એકમાત્ર જાણીને સ્વરૂપમાં લીન થઇ જા. ૨

प्रत्यक्षमप्यवस्तुत्वाद्विश्वं नास्त्यमले त्वयि।
रज्जुसर्प इव व्यक्तमेवमेव लयं व्रज ॥ ३ ॥

વ્યક્ત બનેલું વિશ્વ પ્રત્યક્ષ હોવા છતાં પણ અવાસ્તવિક (અર્થાત્ મિથ્યા) હોઇ નિર્મલ એવા તારામાં, દોરડામાં દેખાતા સર્પની જેમ, છે જ નહિ. આથી તું સ્વરૂપમાં લીન થઈ જા. ૩

समदुःखसुखः पूर्ण आशानैराश्ययोः समः।
समजीवितमृत्युः सन्नेवमेव लयं व्रज ॥ ४ ॥

સુખ–દુઃખને સરખાં ગણી, પૂર્ણતાને પ્રાપ્ત કરી, આશા–નિરાશાને સમાન લેખી, તેમજ જીવન અને મરણને પણ સરખાં ગણી, તું સ્વરૂપમાં લીન થઈ જા. ૪

## પ્રકરણ ૬

आकाशवदनन्तोऽहं घटवत्प्राकृतं जगत्।
इति ज्ञानं तथैतस्य न त्यागो न ग्रहो लयः ॥ १ ॥

અષ્ટાવક્ર કહે છે–'અહં' (અર્થાત્ 'હું') આકાશની જેમ અનંત છું, અને જગત ઘડાની જેમ પ્રકૃતિ–જન્ય છે, આ (ખરું) જ્ઞાન છે. તો પછી આ (જગત આદિ)નો ત્યાગ પણ નથી થઇ શકતો, તેમ તેનું ગ્રહણ પણ નથી કરી શકાતું, કે તેનો લય પણ નથી સંભવતો. ૧

महोदधिरिवाहं स प्रपञ्चो वीचिसन्निभः।
इति ज्ञानं तथैतस्य न त्यागो न ग्रहो लयः ॥ २ ॥

'અહં' (અર્થાત્ 'હું') મહાસાગર જેવો છું, અને આ જગત–પ્રપંચ તરંગ જેવો છે, આ (ખરું) જ્ઞાન છે. તો પછી આ (જગત આદિ)નો ત્યાગ, ગ્રહણ કે લય સંભવતો નથી. ૨

अहं स शुक्तिसंकाशो रूप्यवद्विश्वकल्पना।
इति ज्ञानं तथैतस्य न त्यागो न ग्रहो लयः ॥ ३ ॥

આ 'અહં' (અર્થાત્ 'હું') છીપ સમાન છું અને વિશ્વની કલ્પના રૂપા સમાન (વિવર્ત) છે, આ (ખરું) જ્ઞાન છે. તો પછી આ (જગત આદિ)નો ત્યાગ, ગ્રહણ કે લય સંભવતો નથી. ૩

अहं वा सर्वभूतेषु सर्वभूतान्यथो मयि।
इति ज्ञानं तथैतस्य न त्यागो न ग्रहो लयः ॥ ४ ॥

'અહં' (અર્થાત્ 'હું') જ સર્વ ભૂતોમાં છું, અને સર્વ ભૂતો મારામાં છે, આ (ખરું) જ્ઞાન છે. તો પછી આ (જગત આદિ)નો ત્યાગ, ગ્રહણ કે લય સંભવતો નથી. ૪

## પ્રકરણ ૭

मय्यनन्तमहांभोधौ विश्वपोत इतस्ततः ।
भ्रमति स्वांतवातेन न ममास्त्यसहिष्णुता ॥ १ ॥

જનક કહે છે–'અહં' (અર્થાત્ મારા)રૂપ મહાસાગરમાં મનરૂપ પવન વડે વિશ્વરૂપ વહાણ આમતેમ ભમે છે. (પરંતુ) મને (તેની) અસહનશીલતા (અર્થાત્ ઉદ્વેગ) નથી. ૧

मय्यनन्तमहांभोधौ जगद्वीचिः स्वभावतः ।
उदेतु वाऽस्तमायातु न मे वृद्धिर्न च क्षतिः ॥ २ ॥

'અહં' (અર્થાત્ મારા)રૂપ મહાસાગરમાં એની મેળે જગતરૂપ તરંગ ઊઠો અથવા શાંત થઈ જાઓ, (પરંતુ) તેથી નથી મારામાં કાંઈ વૃદ્ધિ થવાની કે નથી કાંઈ ઓછું થવાનું. ૨

मय्यनन्तमहांभोधौ विश्वं नाम विकल्पना ।
अतिशान्तो निराकार एतदेवाहमास्थितः ॥ ३ ॥

'અહં' (અર્થાત્ મારા)રૂપ મહાસાગરમાં વિશ્વ તો કલ્પનામાત્ર જ છે, અને તેના આશ્રયરૂપ 'અહં' (અર્થાત્ હું) તો અત્યંત શાંત અને આકારરહિત જ છું. ૩

नात्मा भावेषु नो भावस्तत्रानन्ते निरञ्जने ।
इत्यसक्तोऽस्पृहः शान्त एतदेवाहमास्थितः ॥ ४ ॥

આત્મા વિશ્વમાં નથી, તેમજ ત્યાં અનંત અને નિરંજન (સ્થિતિ)માં વિશ્વ પણ નથી. આથી તેના આશ્રયરૂપ 'અહં' (અર્થાત્ હું) તો આસક્તિરહિત, નિઃસ્પૃહ અને શાંત છું. ૪

अहो चिन्मात्रमेवाहमिन्द्रजालोपमं जगत् ।
अतो मम कथं कुत्र हेयोपादेयकल्पना ॥ ५ ॥

અહો, 'અહં' (અર્થાત્ હું) તો ચૈતન્યમાત્ર છું અને જગત ઇન્દ્રજાલ (માયા) જેવું છે. આથી મારે માટે ત્યાજ્ય અને ગ્રાહ્યની કલ્પના કેવી રીતે અને ક્યાં હોય? ૫

# પ્રકરણ ૮

तदा बन्धो यदा चित्तं किञ्चिद्वाञ्छति शोचति ।
किञ्चिन्मुञ्चति गृह्णाति किञ्चिद्धृष्यति कुप्यति ॥ १ ॥

અષ્ટાવક્ર કહે છે-જ્યારે ચિત્ત કાંઈ ઇચ્છે, શોક કરે, કાંઈ છોડી દે, (કાંઇ) ગ્રહણ કરે, કાંઇ હર્ષ પામે, (કે) કોપ કરે, ત્યારે બંધન થાય છે. ૧

तदा मुक्तिर्यदा चित्तं न वाञ्छति न शोचति ।
न मुञ्चति न गृह्णाति न हृष्यति न कुप्यति ॥ २ ॥

જ્યારે ચિત્ત ઇચ્છા નથી કરતું, શોક નથી કરતું, છોડી નથી દેતું, ગ્રહણ નથી કરતું, હર્ષ નથી પામતું (કે) કોપ નથી કરતું, ત્યારે મોક્ષ થાય છે. ૨

तदा बन्धो यदा चित्तं सक्तं कास्वपि दृष्टिषु ।
तदा मोक्षो यदा चित्तमसक्तं सर्वदृष्टिषु ॥ ३ ॥

જ્યારે ચિત્ત કોઇ પણ દૃષ્ટિ (અર્થાત્ વિષયો)માં આસક્ત થઈ જાય છે, ત્યારે બંધન થાય છે. જ્યારે ચિત્ત બધીય દૃષ્ટિ (અર્થાત્ વિષયો)માંથી અનાસક્ત થઇ જાય છે, ત્યારે મોક્ષ થાય છે. ૩

यदा नाहं तदा मोक्षो यदाहं बन्धनं तदा ।
मत्वेति हेलया किञ्चिन्मा गृहाण विमुञ्च मा ॥ ४ ॥

જ્યારે 'અહં' નથી ત્યારે મોક્ષ છે, જ્યારે 'અહં' છે ત્યારે બંધન છે, એમ સહજ વિચારી કશાનું પણ ગ્રહણ કે ત્યાગ કર નહિ. ૪

# પ્રકરણ ૯

कृताकृते च द्वन्द्वानि कदा शान्तानि कस्य वा।
एवं ज्ञात्वेह निर्वेदाद्भव त्यागपरोऽव्रती ॥ १ ॥

અષ્ટાવક્રે કહ્યું–કૃત અને અકૃત કર્મો તેમજ સુખદુઃખાદિ દ્વંદ્વો કોનાં અથવા ક્યારે શાંત થયાં છે? આમ જાણીને અહીં (આ સંસારમાં) કંટાળી જઈને વ્રત (કર્મ)રહિત અને ત્યાગપરાયણ થા. ૧

कस्यापि तात धन्यस्य लोकचेष्टावलोकनात्।
जीवितेच्छा बुभुक्षा च बुभुत्सोपशमं गताः ॥ २ ॥

પ્રિય (જનક)! કોઈક જ ધન્ય પુરુષની જીવવાની, ભોગવવાની તેમજ બનવાની ઇચ્છા લોકચેષ્ટાના અવલોકન વડે (વૈરાગ્ય થતાં) શાંત બને છે. ૨

अनित्यं सर्वमेवेदं तापत्रितयदूषितम्।
असारं निन्दितं हेयमिति निश्चित्य शाम्यति ॥ ३ ॥

આ બધું જ (દૃશ્ય જગત) અનિત્ય, (આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એમ) ત્રિવિધ તાપથી દોષયુક્ત, સારહીન, નિંદવાયોગ્ય, (અને) ત્યાજ્ય છે એમ નિશ્ચય કરીને (તે ધન્ય પુરુષ) શાંત બને છે. ૩

कोऽसौ कालो वयः किं वा यत्र द्वन्द्वानि नो नृणाम्।
तान्युपेक्ष्य यथा प्राप्तवर्ती सिद्धिमवाप्नुयात् ॥ ४ ॥

જ્યાં મનુષ્યોને (સુખદુઃખાદિ) દ્વંદ્વો જ નથી તો પછી એ કાલ તો છે જ ક્યાં અને આયુષ્ય પણ ક્યાં છે? એ બધાને ન ગણકારી યથાપ્રાપ્ત વસ્તુઓમાં વર્તવાવાળો પુરુષ સિદ્ધિને પામે છે. ૪

नाना मतं महर्षीणां साधूनां योगिनां तथा ।
दृष्ट्वा निर्वेदमापन्नः को न शाम्यति मानवः ॥ ५ ॥

મહર્ષિઓના, સાધુઓના તથા યોગીઓના જુદાજુદા મત (-ભેદો) જોઈ કંટાળો પામેલો કયો મનુષ્ય શાંત થતો નથી? ૫

कृत्वा मूर्तिपरिज्ञानं चैतन्यस्य न किं गुरुः ।
निर्वेदसमतायुक्त्या यस्तारयति संसृतेः ॥ ६ ॥

વૈરાગ્ય, સમત્વ અને યુક્તિદ્વારા ચૈતન્યના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી જે પોતાને સંસારમાંથી તારે છે, તે શું (પોતે) ગુરુ નથી (કે જેથી બીજા ગુરુની એને જરૂર પડે)? ૬

पश्य भूतविकारांस्त्वं भूतमात्रान् यथार्थतः ।
तत्क्षणाद्बंधनिर्मुक्तः स्वरूपस्थो भविष्यसि ॥ ७ ॥

તું (પંચમહા-)ભૂતનાં કાર્યોને વાસ્તવિક રીતે ભૂતમાત્ર જો. તે ક્ષણે જ તું બંધનથી મુક્ત થઈ સ્વરૂપમાં સ્થિર બનીશ. ૭

वासना एव संसार इति सर्वा विमुञ्च ताः ।
तत्त्यागो वासनात्यागात् स्थितिरद्य यथातथा ॥ ८ ॥

વાસનાઓ જ સંસાર છે, તેથી તે બધીને ત્યજી દે; વાસનાઓના ત્યાગથી સંસારનો ત્યાગ થઈ જશે, (અને) જે (પરમ પદમાં) સ્થિતિ થવી જોઈએ તે આજે જ થઈ જશે. ૮

## પ્રકરણ ૧૦

विहाय वैरिणं काममर्थं चानर्थसंकुलम् ।
धर्ममप्येतयोर्हेतुं सर्वत्रानादरं कुरु ॥ १ ॥

અષ્ટાવક્રે કહ્યું-શત્રુરૂપ કામને, અનર્થથી ભરેલા અર્થને, તેમજ એ બન્નેના કારણરૂપ ધર્મને પણ ત્યજી દઈને બધેય અનાદર કર. ૧

स्वप्नेन्द्रजालवत्पश्य दिनानि त्रीणि पंच वा ।
मित्रक्षेत्रधनागारदारदायादिसंपदः ॥ २ ॥

મિત્ર, જમીન, ધન, ઘર, સ્ત્રી, સગાંસંબંધી, ઇત્યાદિ સંપત્તિ સ્વપ્ન અને ઈન્દ્રજાલની (જાદુગરીની) જેમ માત્ર ત્રણ કે પાંચ દિવસની જ છે એમ જો. ૨

यत्र यत्र भवेत्तृष्णा संसारं विद्धि तत्र वै ।
प्रौढवैराग्यमाश्रित्य वीततृष्णः सुखी भव ॥ ३ ॥

જ્યાં જ્યાં તૃષ્ણા છે ત્યાં સંસાર છે એમ સમજ. માટે બળવાન વૈરાગ્યનો આશ્રય લઈને તૃષ્ણારહિત બની સુખી થા. ૩

तृष्णामात्रात्मको बन्धस्तन्नाशो मोक्ष उच्यते ।
भवासंसक्तिमात्रेण प्राप्तितुष्टिर्मुहुर्मुहुः ॥ ४ ॥

બંધ તૃષ્ણા માત્ર સ્વરૂપનો છે, તેમજ તે (તૃષ્ણા)નો નાશ જ મોક્ષ કહેવાય છે. સંસાર પ્રત્યે અનાસક્તિ માત્રથી જ વારંવાર આત્માની પ્રાપ્તિ અને તૃપ્તિ થાય છે. ૪

त्वमेकश्चेतनः शुद्धो जडं विश्वमसत्तथा ।
अविद्यापि न किञ्चित्सा का बुभुत्सा तथापि ते ॥ ५ ॥

તું એક, શુદ્ધ અને ચેતન છે, અને વિશ્વ જડ અને અસત્ છે. જે અવિદ્યા કરીને કહેવાય છે તે પણ કાંઇ જ નથી, તો પછી (કાંઈ પણ) બનવાની ઇચ્છા તને કેમ હોઈ શકે ? ૫

राज्यं सुताः कलत्राणि शरीराणि सुखानि च ।
संसक्तस्यापि नष्टानि तव जन्मनि जन्मनि ॥ ६ ॥

રાજ્ય, પુત્રો, પત્નીઓ, શરીરો અને સુખો તું આસક્ત હતો છતાં પણ જન્મોજન્મમાં નાશ પામી ગયાં. ૬

अलमर्थेन कामेन सुकृतेनापि कर्मणा।
एभ्यः संसारकान्तारे न विश्रान्तमभून्मनः ॥ ७॥

અર્થ, કામ અને સુકૃત કર્મો પણ હવે બસ થયાં. આ બધાથી (પણ) સંસારરૂપ વનમાં મન શાન્ત થયું નહિ. ૭

कृतं न कति जन्मानि कायेन मनसा गिरा।
दुःखमायासदं कर्म तदद्याप्युपरम्यताम् ॥ ८॥

કેટલા જન્મોમાં તેં શરીર, મન (અને) વાચાવડે પરિશ્રમ આપવાવાળું અને દુઃખપ્રદ કર્મ નથી કર્યું? તો હવે તો શાન્ત થા! ૮

## પ્રકરણ ૧૧

भावाभावविकारश्च स्वभावादिति निश्चयी।
निर्विकारो गतक्लेशः सुखेनैवोपशाम्यति ॥ १॥

અષ્ટાવક્રે કહ્યું—ભાવ અને અભાવરૂપ (અર્થાત્ સૃષ્ટિ અને નાશરૂપ) વિકાર સ્વભાવથી જ (અર્થાત્ માયાથી જ) થાય છે એમ જેણે નિશ્ચય કર્યો છે, તેવો નિર્વિકાર અને ક્લેશરહિત મનુષ્ય સહેલાઈથી જ શાન્ત બને છે. ૧

ईश्वरः सर्वनिर्माता नेहान्य इति निश्चयी।
अन्तर्गलितसर्वाशः शान्तः क्वापि न सज्जते ॥ २॥

અહીં સર્વનું નિર્માણ કરનાર ઈશ્વર જ છે અને બીજો કોઈ નથી એમ જેણે નિશ્ચય કર્યો છે અને જેની બધી આશા અન્તઃકરણમાં નાશ પામી છે તેવો શાન્ત મનુષ્ય કશે પણ આસક્ત થતો નથી. ૨

आपदः संपदः काले दैवादेवेति निश्चयी।
तृप्तः स्वस्थेन्द्रियो नित्यं न वाञ्छति न शोचति ॥ ३॥

સમય (સમય પર આવતી) આપત્તિ અને સંપત્તિ દૈવથી જ (આવે) છે એમ જેણે નિશ્ચય કર્યો છે તેવો સન્તોષી અને હમેશ શાન્ત ઇન્દ્રિયોવાળો (કશાની) ઇચ્છા કરતો નથી તેમજ (કશાનો) શોક (પણ) કરતો નથી. ૩

सुखदुःखे जन्ममृत्यू दैवादेवेति निश्चयी।
साध्यादर्शी निरायासः कुर्वन्नपि न लिप्यते ॥ ४ ॥

સુખ-દુઃખ (અને) જન્મ-મૃત્યુ દૈવથી જ (આવે) છે એમ જેણે નિશ્ચય કર્યો છે, તેવો સાધ્ય કર્મને જોનારો અને પરિશ્રમ રહિત બનેલો મનુષ્ય કર્મ કરતો છતાં લેપાતો નથી. ૪

चिन्तया जायते दुःखं नान्यथेहेति निश्चयी।
तया हीनः सुखी शान्तः सर्वत्र गलितस्पृहः ॥ ५ ॥

આ સંસારમાં ચિન્તાને લઈને જ દુઃખ ઉત્પન્ન થાય છે અને બીજી કોઈ રીતે થતું નથી એમ જેણે નિશ્ચય કર્યો છે તે (ચિન્તાથી) રહિત (અને) સર્વત્ર સ્પૃહાહીન મનુષ્ય સુખી અને શાન્ત બને છે. ૫

नाहं देहो न मे देहो बोधोऽहमिति निश्चयी।
कैवल्यमिव संप्राप्तो न स्मरत्यकृतं कृतम् ॥ ६ ॥

'હું દેહ નથી, દેહ મારો નથી, હું બોધરૂપ છું.' એવો જેણે નિશ્ચય કર્યો છે તેવો મોક્ષને પ્રાપ્ત થયેલો મનુષ્ય કરેલાં કે ન કરેલાં કર્મને સંભારતો નથી. ૬

आब्रह्मस्तंबपर्यन्तमहमेवेति निश्चयी।
निर्विकल्पः शुचिः शान्तः प्राप्ताप्राप्तविनिर्वृतः ॥ ७ ॥

બ્રહ્માથી માંડીને તૃણ સુધી 'હું' જ રહ્યો છું એવો નિશ્ચય કરનાર મનુષ્ય સંકલ્પરહિત, પવિત્ર, શાન્ત અને પ્રાપ્ત અને અપ્રાપ્તથી રહિત બને છે. ૭

नानाश्चर्यमिदं विश्वं न किञ्चिदिति निश्चयी ।
निर्वासनः स्फूर्तिमात्रो न किञ्चिदिव शाम्यति ॥ ८ ॥

આ અનેક આશ્ચર્ય (અર્થાત્ ચમત્કાર)વાળું વિશ્વ કાંઈ જ નથી એવો નિશ્ચય કરનાર, વાસનારહિત અને કેવળ ચૈતન્યરૂપ મનુષ્ય જાણે કાંઈ છે જ નહિ એમ શાન્ત બને છે. ૮

## પ્રકરણ ૧૨

कायकृत्यासहः पूर्वं ततो वाग्विस्तरासहः ।
अथ चिन्तासहस्तस्मादेवमेवाहमास्थितः ॥ १ ॥

જનકે કહ્યું—પહેલાં શારીરિક કર્મોથી કંટાળેલો, પછી વાચાના વિસ્તારથી કંટાળેલો અને છેવટે (મનના) ચિન્તનથી કંટાળેલો હોઇ એવી જ સ્થિતિમાં હું સ્થિત છું. ૧

प्रीत्यभावेन शब्दादेरदृश्यत्वेन चात्मनः ।
विक्षेपैकाग्रहृदय एवमेवाहमास्थितः ॥ २ ॥

શબ્દ આદિ (વિષયોમાં) આસક્તિના અભાવથી અને આત્મા અદૃશ્ય હોવાથી કદીક વિક્ષેપયુક્ત તો કદીક એકાગ્ર હૃદયવાળો હોઇ, એવી જ સ્થિતિમાં હું સ્થિત છું. ૨

समाध्यासादिविक्षिप्तौ व्यवहारः समाधये ।
एवं विलोक्य नियममेवमेवाहमास्थितः ॥ ३ ॥

વિક્ષેપ-દશામાં (રહેલાને માટે) સમાધિ, આસન આદિ, તેમજ સમાધિ-દશા (માં રહેનારાને) માટે વ્યવહાર, એવો (ઊલટાસૂલટી) નિયમ જોઈને, એવી જ સ્થિતિમાં હું સ્થિત છું. ૩

हेयोपादेयविरहादेवं हर्षविषादयोः ।
अभावादद्य हे ब्रह्मन्नेवमेवाहमास्थितः ॥ ४ ॥

ત્યાજ્ય અને ગ્રાહ્યથી રહિત હોઇ તેમજ હર્ષ અને શોકનો અભાવ હોઈ, હે બ્રહ્મન્ (અષ્ટાવક્ર)! આજે એવી જ સ્થિતિમાં હું સ્થિત છું. ૪

आश्रमानाश्रमं ध्यानं चित्तस्वीकृतवर्जनम् ।
विकल्पं मम वीक्ष्यैतैरेवमेवाहमास्थितः ॥ ५ ॥

આશ્રમમાં રહેવું કે આશ્રમથી પર જવું, ધ્યાન કરવું (કે ન કરવું), મન (છે એમ) સ્વીકારવું કે ન સ્વીકારવું ઇત્યાદિ વાતોમાં મારો વિકલ્પ હોઈ (એટલે કે આ બધી વાતો મારી મરજી અનુસાર હોઇ) એવી જ સ્થિતિમાં હું સ્થિત છું. ૫

कर्मानुष्ठानमज्ञानाद्यथैवोपरमस्तथा ।
बुद्ध्वा सम्यगिदं तत्त्वमेवमेवाहमास्थितः ॥ ६ ॥

જેમ કર્મ કરવાં એ અજ્ઞાનનું જ કાર્ય છે તેમ કર્મ ન કરવાં એ પણ અજ્ઞાનનું જ કાર્ય છે. આ તત્ત્વ બરાબર જાણી એવી જ સ્થિતિમાં હું સ્થિત છું. ૬

अचिन्त्यं चिन्त्यमानोऽपि चिन्तारूपं भजत्यसौ ।
त्यक्त्वा तद्भावनं तस्मादेवमेवाहमास्थितः ॥ ७ ॥

અચિન્ત્ય (બ્રહ્મ)નું ચિન્તન કરનારો પણ ચિન્તનરૂપ જ થાય છે. આથી તે (અચિન્ત્ય)નું પણ ચિન્તન છોડી દઈને એવી જ સ્થિતિમાં હું સ્થિત છું. ૭

एकमेव कृतं येन स कृतार्थो भवेदसौ ।
एवमेव स्वभावो यः स कृतार्थो भवेदसौ ॥ ८ ॥

જેણે આ પ્રમાણે (સ્થિતિ) કરી છે તે કૃતકૃત્ય થાય છે. જેનો આ પ્રમાણેનો સ્વભાવ જ બન્યો છે તે (પણ) કૃતકૃત્ય જ છે. ૮




## પ્રકરણ ૧૩

अकिञ्चनभवं स्वास्थ्यं कौपीनत्वेऽपि दुर्लभम् ।
त्यागादाने विहायास्मादहमासे यथासुखम् ॥ १ ॥

જનકે કહ્યું—કાંઈ પણ ન હોવાથી ઉત્પન્ન થતી (માનસિક) સ્વસ્થતા કૌપીન ધારણ કરવાથી પણ અપ્રાપ્ય છે. આથી ત્યાગ અને ગ્રહણ (બન્નેના વિચાર) છોડી દઈને હું સુખપૂર્વક સ્થિત છું. ૧

कुत्रापि खेदः कायस्य जिह्वा कुत्रापि खिद्यते ।
मनः कुत्रापि तत्त्यक्त्वा पुरुषार्थे स्थितः सुखम् ॥ २ ॥

કશામાં શરીરનું દુઃખ, તો કશામાં જીભ દુઃખી થાય, તો વળી કશામાં મન ખેદ પામે. આ (બધું) છોડીને હું (આત્મ-પ્રાપ્તિ)રૂપ પુરુષાર્થમાં સુખપૂર્વક સ્થિત છું. ૨

कृतं किमपि नैव स्यादिति संचिन्त्य तत्त्वतः ।
यदा यत्कर्तुमायाति तत्कृत्वाऽऽसे यथासुखम् ॥ ३ ॥

કોઈ પણ કર્મ કરાતું જ નથી એમ તત્ત્વદૃષ્ટિથી વિચાર કરીને જે વખતે જે કર્મ (સહજ) આવી પડે છે તે કરીને હું સુખપૂર્વક સ્થિત છું. ૩

कर्मनैष्कर्म्यनिर्बन्धभावा देहस्थयोगिनः ।
संयोगायोगविरहादहमासे यथासुखम् ॥ ४ ॥

કર્મ અને નૈષ્કર્મ્યરૂપ બંધનના ખ્યાલો દેહાભિમાનવાળા યોગીને જ (લાગે છે, પરંતુ મને તો, દેહ આદિના) સંયોગ અથવા વિયોગનો અભાવ હોઈ, હું સુખપૂર્વક સ્થિત છું. ૪

अर्थानर्थौ न मे स्थित्या गत्या न शयने न वा ।
तिष्ठन् गच्छन् स्वपंस्तस्मादहमासे यथासुखम् ॥ ५ ॥

બેસવાથી કે ચાલવાથી કે સૂવાથી મને લાભ કે હાનિ થતી નથી. આથી બેસતાં, ચાલતાં અને સૂતાં છતાં હું સુખપૂર્વક સ્થિત છું. ૫

स्वपतो नास्ति मे हानिः सिद्धिर्यत्नवतो न वा।
नाशोल्लासौ विहायास्मादहमासे यथासुखम् ॥ ६ ॥

સૂઈ રહું તો મને કાંઈ હાનિ નથી, અને યત્ન કરું તો મને કાંઈ સિદ્ધિ પણ પ્રાપ્ત થતી નથી. આથી લાભ અને હાનિ બન્નેને ત્યજી દઈને હું સુખપૂર્વક સ્થિત છું. ૬

सुखादिरूपानियमं भावेष्वालोक्य भूरिशः।
शुभाशुभे विहायास्मादहमासे यथासुखम् ॥ ७ ॥

વસ્તુઓમાં સુખ (દુઃખ) આદિરૂપ જે અનિશ્ચિતપણું તે વારંવાર જોઈને (અને) તેથી જ શુભ અને અશુભનો પરિત્યાગ કરીને હું સુખપૂર્વક સ્થિત છું. ૭

## પ્રકરણ ૧૪

प्रकृत्या शून्यचित्तो यः प्रमादाद्भावभावनः।
निद्रितो बोधित इव क्षीणसंस्मरणो हि सः ॥ १ ॥

જનકે કહ્યું—જે સ્વભાવથી જ ચિત્તવૃત્તિવિહીન હોઈ માત્ર આનંદ (મઝા) ને ખાતર જ (જગતની) વસ્તુઓની ભાવના કરે છે, તે જાગતા જેવો લાગતાં છતાં ઊંઘતો હોઈ, તેનો સંસાર (રૂપી બન્ધ) ક્ષીણ બનેલો છે.× ૧

× આ શ્લોકનો કાંઈ પણ સ્પષ્ટ અર્થ નીકળતો નથી. માત્ર જો 'प्रमादात्' એ શબ્દને બદલે 'प्रमोदात्' શબ્દ લઈએ તો જ ઉપર પ્રમાણેનો અર્થ નીકળી શકે છે.

क्व धनानि क्व मित्राणि क्व मे विषयदस्यवः ।
क्व शास्त्रं क्व च विज्ञानं यदा मे गलिता स्पृहा ॥ २ ॥

જ્યારે મારી કામના નષ્ટ થઈ છે ત્યારે મારે માટે ધન શું, મિત્રો શું, વિષયોરૂપ ચોર શું, શાસ્ત્ર શું અને વિજ્ઞાન શું ? ૨

विज्ञाते साक्षिपुरुषे परमात्मनि चेश्वरे ।
नैराश्ये बन्धमोक्षे च न चिन्ता मुक्तये मम ॥ ३ ॥

સાક્ષિપુરુષ (જીવાત્મા) અને પરમાત્મા ઈશ્વર, તેમજ નૈરાશ્ય અને બન્ધ–મોક્ષ (મને) જ્ઞાત હોઈ, મુક્તિને માટે મને ચિંતા નથી. ૩

अन्तर्विकल्पशून्यस्य बहिः स्वच्छन्दचारिणः ।
भ्रान्तस्येव दशास्तास्तास्तादृशा एव जानते ॥ ४ ॥

અંદરથી વિકલ્પરહિત અને બહારથી સ્વચ્છન્દપણે વિચરનાર ભ્રમિત બનેલા જેવા મારી જુદીજુદી અવસ્થાઓ માત્ર તેના જેવા જ (અર્થાત્ તે સ્થિતિને પ્રાપ્ત થયેલા જ) જાણે છે. ૪

## પ્રકરણ ૧૫

यथातथोपदेशेन कृतार्थः सत्त्वबुद्धिमान् ।
आजीवमपि जिज्ञासुः परस्तत्र विमुह्यति ॥ १ ॥

અષ્ટાવક્ર બોલ્યા—સત્ત્વ અને બુદ્ધિયુક્ત (પુરુષ) જેવાતેવા (અર્થાત્ થોડા માત્ર) ઉપદેશથી જ કૃતાર્થ બની જાય છે. જ્યારે બીજો જીવન પર્યંત જિજ્ઞાસુ હોવા છતાં તેમાં મોહ પામે છે. ૧

मोक्षो विषयवैरस्यं बन्धो वैषयिको रसः ।
एतावदेव विज्ञानं यथेच्छसि तथा कुरु ॥ २ ॥

વિષયોમાંથી રસ જતો રહેવો એ જ મોક્ષ છે, વિષયોમાં

રસ હોવો એ જ બંધ છે. આટલું જ માત્ર વિજ્ઞાન છે. (માટે) જેમ ઇચ્છામાં આવે તેમ કર. ૨

वाग्मिप्राज्ञमहोद्योगं जनं मूकजडालसम् ।
करोति तत्त्वबोधोऽयमतस्त्यक्तो बुभुक्षुभिः ॥ ३ ॥

આ તત્ત્વબોધ મૂંગા, જડ અને આળસુ મનુષ્યને (ક્રમશઃ) વાચાળ, બુદ્ધિમાન અને ઉદ્યોગી બનાવે છે. આથી ભોગાભિલાષી મનુષ્યોવડે એ ત્યજાયેલો છે. ૩

न त्वं देहो न ते देहो भोक्ता कर्ता न वा भवान् ।
चिद्रूपोसि सदा साक्षी निरपेक्षः सुखं चर ॥ ४ ॥

તું દેહ નથી, તેમ દેહ તારો નથી, તું ભોક્તા કે કર્તા પણ નથી. (તું તો) સદા ચિત્સ્વરૂપ, સાક્ષી અને કોઇના પર પણ આધાર ન રાખનારો છે. (માટે) સુખપૂર્વક વિચર. ૪

रागद्वेषौ मनोधर्मौ न मनस्ते कदाचन ।
निर्विकल्पोऽसि बोधात्मा निर्विकारः सुखं चर ॥ ५ ॥

રાગ અને દ્વેષ મનના ધર્મો છે, અને મન તો તારું કદી પણ છે જ નહિ. તું તો નિર્વિકલ્પ, બોધસ્વરૂપ, નિર્વિકાર છે. (માટે) સુખપૂર્વક વિચર. ૫

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।
विज्ञाय निरहंकारो निर्ममस्त्वं सुखी भव ॥ ६ ॥

સર્વ ભૂતોમાં પોતાના આત્માને અને પોતાના આત્મામાં સર્વ ભૂતોને (રહેલા) જાણીને અને અહંકાર અને મમત્વથી રહિત બનીને તું સુખી થા. ૬

विश्वं स्फुरति यत्रेदं तरङ्गा इव सागरे ।
तत्त्वमेव न सन्देहश्चिन्मूर्ते विज्वरो भव ॥ ७ ॥

સમુદ્રમાં તરંગોની જેમ જ્યાં આ વિશ્વ સ્ફુરે છે તે તું જ છે, (તેમાં) સંદેહ નથી. હે ચિત્સ્વરૂપ (જનક)! સંતાપ-રહિત થા. ૭

श्रद्धत्स्व तात श्रद्धत्स्व नात्र मोहं कुरुष्व भोः ।
ज्ञानस्वरूपो भगवानात्मा त्वं प्रकृतेः परः ॥ ८ ॥

સૌમ્ય! શ્રદ્ધા રાખ, શ્રદ્ધા રાખ. અહીં મોહ ન પામ. તું જ્ઞાનસ્વરૂપ, ભગવાન, આત્મા, પ્રકૃતિથી પર છે. ૮

गुणैः संवेष्टितो देहस्तिष्ठत्यायाति याति च ।
आत्मा न गन्ता नागन्ता किमेनमनुशोचसि ॥ ९ ॥

ગુણો (સત્ત્વ, રજસ્ અને તમસ્) વડે ઢંકાયેલો દેહ સ્થિત રહે છે, આવે છે અને જાય છે. આત્મા જતો પણ નથી અને આવતો પણ નથી. શા માટે તું તેનો શોક કરે છે? ૯

देहस्तिष्ठतु कल्पान्तं गच्छत्वद्यैव वा पुनः ।
क्व वृद्धिः क्व च वा हानिस्तव चिन्मात्ररूपिणः ॥ १० ॥

દેહ કલ્પના અંત સુધી રહો કે પછી આજે જ પડો. તું કે જે ચિન્માત્રસ્વરૂપ છે તેની (તેથી) શી વૃદ્ધિ છે કે શી હાનિ છે? ૧૦

त्वय्यनन्तमहांभोधौ विश्ववीचिः स्वभावतः ।
उदेतु वास्तमायातु न ते वृद्धिर्न वा क्षतिः ॥ ११ ॥

તારારૂપી અનંત મહાસાગરમાં વિશ્વરૂપી તરંગ આપોઆપ ઉદય પામો કે અસ્ત પામો. તેથી તારી વૃદ્ધિ પણ નથી થતી કે હાનિ પણ નથી થતી. ૧૧

तात चिन्मात्ररूपोऽसि न ते भिन्नमिदं जगत् ।
अतः कस्य कथं कुत्र हेयोपादेयकल्पना ॥ १२ ॥

સૌમ્ય! તું ચિન્માત્રસ્વરૂપ છે; આ જગત તારાથી ભિન્ન

નથી, તો પછી ત્યાજ્ય અને ગ્રાહ્યની કલ્પના કોને, કેવી રીતે અને ક્યાં હોઈ શકે? ૧૨

एकस्मिन्नव्यये शान्ते चिदाकाशेऽमले त्वयि ।
कुतो जन्म कुतः कर्म कुतोऽहंकार एव च ॥ १३ ॥

એક, અવ્યય, શાન્ત, નિર્મળ, ચિદાકાશ એવા તારામાં જન્મ ક્યાંથી, કર્મ ક્યાંથી તેમજ અહંકાર પણ ક્યાંથી? ૧૩

यत्त्वं पश्यसि तत्रैकस्त्वमेव प्रतिभाससे ।
किं पृथक् भासते स्वर्णात्कटकांगदनूपुरम् ॥ १४ ॥

જે જે તું જુએ છે ત્યાં ત્યાં તું જ એકલો ભાસમાન થાય છે. શું કડું, બાજુબંધ, અને ઝાંઝર સોનાથી ભિન્ન ભાસે છે ખરાં? ૧૪

अयं सोऽहमयं नाहं विभागमिति संत्यज ।
सर्वमात्मेति निश्चित्य निःसंकल्पः सुखी भव ॥ १५ ॥

(જે) આ છે તે હું છું અને આ હું નથી એવા ભેદભાવને છોડી દે. બધુંય આત્મા જ છે એમ નિશ્ચય કરી સંકલ્પરહિત બની સુખી થા. ૧૫

तवैवाज्ञानतो विश्वं त्वमेकः परमार्थतः ।
त्वत्तोऽन्यो नास्ति संसारी नासंसारी च कश्चन ॥ १६ ॥

તારા અજ્ઞાનથી જ આ વિશ્વ ભાસે છે, પરંતુ વસ્તુતઃ તો તું એકલો જ છે. તારાથી જુદો બીજો કોઈ સંસારી (અર્થાત બદ્ધ) અને અસંસારી (અર્થાત્ મુક્ત) છે જ નહિ. ૧૬

भ्रान्तिमात्रमिदं विश्वं न किञ्चिदिति निश्चयी ।
निर्वासनः स्फूर्तिमात्रो न किञ्चिदिव शाम्यति ॥ १७ ॥

આ ભ્રાન્તિરૂપ વિશ્વ કાંઈ જ નથી એવો નિશ્ચય કરનાર, વાસનારહિત અને કેવળ ચૈતન્યરૂપ મનુષ્ય જાણે કાંઈ છે જ નહિ એમ શાન્ત બને છે. ૧૭

एक एव भवांभोधावासीदस्ति भविष्यति।
न ते बन्धोऽस्ति मोक्षो वा कृतकृत्यः सुखं चर ॥ १८ ॥

સંસારસાગરમાં એક તું જ હતો, છે અને હોઈશ. તને બંધ પણ નથી અને મોક્ષ પણ નથી. માટે કૃતાર્થ હોઈ સુખી થા. ૧૮

मा संकल्पविकल्पाभ्यां चित्तं क्षोभय चिन्मय।
उपशाम्य सुखं तिष्ठ स्वात्मन्यानन्दविग्रहे ॥ १९ ॥

ચિત્સ્વરૂપ (જનક)! સંકલ્પ–વિકલ્પથી તારા ચિત્તનો ક્ષોભ ન કર. શાન્ત બની આનંદ–સ્વરૂપ આત્મામાં સ્થિત થા.

त्यजैव ध्यानं सर्वत्र मा किञ्चिद्धृदि धारय।
आत्मा त्वं मुक्त एवासि किं विमृश्य करिष्यसि ॥ २० ॥

ધ્યાનનો તો સર્વત્ર ત્યાગ કર અને હૃદયમાં કાંઈ પણ ધારણ કર નહિ. તું આત્મા (હોઈ) મુક્ત જ છે, તો પછી વિચાર કરીને શું કરવાનો છે? ૨૦

## પ્રકરણ ૧૬

आचक्ष्व शृणु वा तात नानाशास्त्राण्यनेकशः।
तथापि न तव स्वास्थ्यं सर्वविस्मरणादृते ॥ १ ॥

અષ્ટાવક્રે કહ્યું—સૌમ્ય! વિવિધ શાસ્ત્રોને તું અનેક વાર કહે અથવા સાંભળ, પરંતુ બધું ભૂલી જવા વિના તને શાન્તિ થશે નહિ. ૧

भोगं कर्म समाधिं वा कुरु विज्ञ तथापि ते।
चित्तं निरस्तसर्वाशमत्यर्थं रोचयिष्यति ॥ २ ॥

જ્ઞાની (જનક)! ભોગ, કર્મ કે સમાધિ ગમે તે કર,

પરંતુ બધી આશાઓથી રહિત બન્યું હોવા છતાં તારું ચિત્ત તને અત્યંત લોભાવશે. ૨

आयासात्सकलो दुःखी नैनं जानाति कश्चन।
अनेनैवोपदेशेन धन्यः प्राप्नोति निर्वृतिम् ॥ ३ ॥

પરિશ્રમથી બધાય મનુષ્ય દુઃખી થાય છે (પરંતુ) એને કોઈ જાણી શકતું નથી. આ ઉપદેશથી ધન્ય (કૃતાર્થ બનેલો) નિર્વાણરૂપ પરમસુખને પામે છે. ૩

व्यापारे खिद्यते यस्तु निमेषोन्मेषयोरपि।
तस्यालस्यधुरीणस्य सुखं नान्यस्य कस्यचित् ॥ ४ ॥

જે (પુરુષ) આંખની મીંચવા–ઉઘાડવાની ક્રિયાથી પણ ખેદ પામે છે તેવા આળસુઓના સરદારને જ સુખ પ્રાપ્ત થાય છે, બીજા કોઈને નહિ. ૪

इदं कृतमिदं नेति द्वन्द्वैर्मुक्तं यदा मनः।
धर्मार्थकाममोक्षेषु निरपेक्षं तदा भवेत् ॥ ५ ॥

આ કર્યું અને આ નહિ એવા દ્વન્દ્વોથી મન જ્યારે મુક્ત બને છે ત્યારે (તે) ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રત્યે ઉદાસીન બને છે. ૫

विरक्तो विषयद्वेष्टा रागी विषयलोलुपः।
ग्रहमोक्षविहीनस्तु न विरक्तो न रागवान् ॥ ६ ॥

વિષયોનો દ્વેષી વિરક્ત છે, વિષયોમાં લોલુપ રાગી છે, પરંતુ ગ્રહણ કે ત્યાગ વિનાનો (અર્થાત્ બંનેથી પર ગયેલો જીવન્મુક્ત) વિરક્ત પણ નથી તેમજ રાગી પણ નથી. ૬

हेयोपादेयता तावत्संसारविटपाङ्कुरः।
स्पृहा जीवति यावद्वै निर्विचारदशास्पदम् ॥ ७ ॥

જ્યાં સુધી સ્પૃહા (તૃષ્ણા) જીવતી હોય છે, ત્યાં સુધી જ ગ્રહણ અને ત્યાગની ભાવના સંસારરૂપી વૃક્ષનો અંકુર ગણાય છે. (એ સ્પૃહા ન હોય તો તે ગ્રહણ અને ત્યાગની ભાવના) નિર્વિકલ્પ અવસ્થારૂપ જ છે.

प्रवृत्तौ जायते रागो निवृत्तौ द्वेष एव हि ।
निर्द्वन्द्वो बालवद्धीमानेवमेव व्यवस्थितः ॥ ८ ॥

પ્રવૃત્તિમાંથી આસક્તિ જન્મે છે તેમજ નિવૃત્તિમાંથી દ્વેષ. આથી બુદ્ધિમાન અને દ્વંદ્વરહિત પુરુષ બાળકની જેમ જેમ ને તેમ સ્થિત રહે છે. ૮

हातुमिच्छति संसारं रागी दुःखजिहासया ।
वीतरागो हि निर्मुक्तस्तस्मिन्नपि न खिद्यति ॥ ९ ॥

રાગી પુરુષ દુઃખથી દૂર થવાની ઇચ્છાથી સંસારને છોડવા ઇચ્છે છે. પરંતુ રાગરહિત અને દુઃખરહિત પુરુષ તે (સંસાર)-માં પણ ખેદ પામતો નથી. ૯

यस्याभिमानो मोक्षेऽपि देहेऽपि ममता तथा ।
न च ज्ञानी न वा योगी केवलं दुःखभागसौ ॥ १० ॥

જેને મોક્ષ વિષે પણ આસક્તિ છે તેમજ દેહમાં પણ મમતા છે તે યોગી પણ નથી અને જ્ઞાની પણ નથી, પરંતુ કેવળ દુઃખને જ પામે છે. ૧૦

हरो यद्युपदेष्टा ते हरिः कमलजोऽपि वा ।
तथापि न तव स्वास्थ्यं सर्वविस्मरणादृते ॥ ११ ॥

જો શંકર તારા ઉપદેશક થાય, કે વિષ્ણુ અથવા કમલમાં-થી જન્મેલા (બ્રહ્મા) પણ ઉપદેશક થાય, તોપણ બધું ભૂલી જવા સિવાય તને શાન્તિ થવાની નથી. ૧૧

तेन ज्ञानफलं प्राप्तं योगाभ्यासफलं तथा ।
तृप्तः स्वच्छेन्द्रियो नित्यमेकाकी रमते तु यः ॥ १ ॥

અષ્ટાવક્રે કહ્યું–જે પુરુષ સંતોષી અને શુદ્ધ ઇન્દ્રિયવાળો હોઈ સદાય એકલો જ આનંદમાં રહે છે, તેણે જ જ્ઞાનનું ફળ અને યોગાભ્યાસનું ફળ પ્રાપ્ત કર્યું છે. ૧

न कदाचिज्जगत्यस्मिंस्तत्त्वज्ञो हन्त खिद्यति ।
यत एकेन तेनेदं पूर्णं ब्रह्माण्डमण्डलम् ॥ २ ॥

અહો ! આ જગતમાં તત્ત્વને જાણનારો કદી પણ ખેદ પામતો નથી, કારણ કે તેના એકલા વડે જ આ બ્રહ્માણ્ડમંડલ વ્યાપ્ત થયું છે. (અર્થાત્ તેના સિવાય બીજું કાંઇ છે જ નહિ.) ૨

न जातु विषयाः केऽपि स्वारामं हर्षयन्त्यमी ।
शल्लकीपल्लवप्रीतमिवेभं निम्बपल्लवाः ॥ ३ ॥

શલ્લકી નામની વનસ્પતિના પાન ખાઈ આનંદિત થયેલા હાથીને જેમ લીમડાનાં (કડવાં) પાન હર્ષ પમાડતાં નથી, તેમ આત્મારામ પુરુષને આ કોઈ વિષયો કદી પણ હર્ષ પમાડતા નથી. ૩

यस्तु भोगेषु भुक्तेषु न भवत्यधिवासितः ।
अभुक्तेषु निराकाङ्क्षी तादृशो भवदुर्लभः ॥ ४ ॥

જે મનુષ્ય ભોગવાયેલા ભોગોમાં આસક્ત થતો નથી અને ન ભોગવાયેલા પ્રત્યે આકાંક્ષારહિત છે, તેવો મનુષ્ય સંસારમાં દુર્લભ છે. ૪

बुभुक्षुरिह संसारे मुमुक्षुरपि दृश्यते ।
भोगमोक्षनिराकाङ्क्षी विरलो हि महाशयः ॥ ५ ॥

અહીં સંસારમાં ભોગેચ્છુ તેમજ મોક્ષેચ્છુ દેખાય છે, (પરંતુ) ભોગ અને મોક્ષ બન્ને પ્રત્યે નિરાકાંક્ષી મહાત્મા કોઈક વિરલ જ હોય છે. ૫

धर्मार्थकाममोक्षेषु जीविते मरणे तथा ।
कस्याप्युदारचित्तस्य हेयोपादेयता न हि ॥ ६ ॥

કોઈ ઉદાર બુદ્ધિવાળાને જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ તેમ જ જીવન અને મરણને માટે ત્યાજ્ય કે ગ્રાહ્યભાવ હોતો નથી. ૬

वाञ्छा न विश्वविलये न द्वेषस्तस्य च स्थितौ ।
यथाजीविकया तस्माद्धन्य आस्ते यथासुखम् ॥ ७ ॥

વિશ્વના વિલયની ઇચ્છા નથી અને તે રહે તો દ્વેષ નથી, આથી ધન્ય (કૃતાર્થ પુરુષ) સહજ મળતી આજીવિકા વડે સુખપૂર્વક રહે છે. ૭

कृतार्थोऽनेन ज्ञानेनेत्येवं गलितधीः कृती ।
पश्यञ्छृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्नास्ते यथासुखम् ॥ ८ ॥

આ જ્ઞાન વડે કૃતકૃત્ય બનેલો અને તેથી જ જેની બુદ્ધિ લય પામી ગઈ છે તેવો કૃતાર્થ પુરુષ જોતો, સાંભળતો, સ્પર્શતો, સૂંઘતો અને ખાતો (અર્થાત્ ઇન્દ્રિયોના વિષયોને ભોગવતો) સુખપૂર્વક રહે છે. ૮

शून्या दृष्टिर्वृथा चेष्टा विकलानीन्द्रियाणि च ।
न स्पृहा न विरक्तिर्वा क्षीणसंसारसागरे ॥ ९ ॥

જ્યારે સંસારરૂપ સાગર ક્ષીણ થાય છે ત્યારે દૃષ્ટિ શૂન્ય બને છે, ક્રિયા નિરર્થક થાય છે, અને ઇન્દ્રિયો ક્ષુબ્ધ બને છે; આસક્તિ રહેતી નથી તેમજ વિરક્તિ પણ થતી નથી. ૯

न जागर्ति न निद्राति नोन्मीलति न मीलति ।
अहो परदशा कापि वर्तते मुक्तचेतसः ॥ १० ॥

નથી જાગતો, નથી સૂતો, નથી આંખ ખોલતો, કે નથી બંધ કરતો. અહો, મનથી મુક્ત બનેલાની કેવી ઉત્કૃષ્ટ દશા થાય છે. ૧૦

सर्वत्र दृश्यते स्वस्थः सर्वत्र विमलाशयः ।
समस्तवासनामुक्तो मुक्तः सर्वत्र राजते ॥ ११ ॥

બધી વાસનાઓમાંથી મુક્ત બનેલો મુક્ત પુરુષ સર્વ ઠેકાણે સ્વસ્થ દેખાય છે, સર્વત્ર નિર્મળ અંતઃકરણવાળો રહે છે (અને) સર્વત્ર શોભે છે. ૧૧

पश्यञ्छृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गृह्णन्वदन्व्रजन् ।
ईहितानीहितैर्मुक्तो मुक्त एव महाशयः ॥ १२ ॥

ઇચ્છાઓ અને અનિચ્છાઓથી મુક્ત મહાત્મા જોતો, સાંભળતો, સ્પર્શતો, સૂંઘતો, ખાતો, ગ્રહણ કરતો, બોલતો, ચાલતો (છતાં) મુક્ત જ છે. ૧૨

न निन्दति न च स्तौति न हृष्यति न कुप्यति ।
न ददाति न गृह्णाति मुक्तः सर्वत्र नीरसः ॥ १३ ॥

સર્વ ઠેકાણે રસરહિત મુક્ત પુરુષ નિંદતો નથી, વખાણતો નથી, ખુશ થતો નથી, નાખુશ થતો નથી, આપતો નથી તેમજ લેતો પણ નથી. ૧૩

सानुरागां स्त्रियं दृष्ट्वा मृत्युं वा समुपस्थितम् ।
अविह्वलमनाः स्वस्थो मुक्त एव महाशयः ॥ १४ ॥

પ્રીતિયુક્ત સ્ત્રી અથવા પાસે આવેલા મૃત્યુને જોઇને પણ જે મહાત્મા અવિહ્વલ ચિત્તવાળો અને સ્વસ્થ રહે છે, તે મુક્ત જ છે. ૧૪

सुखे दुःखे नरे नार्यां संपत्सु च विपत्सु च।
विशेषो नैव धीरस्य सर्वत्र समदर्शिनः ॥ १५ ॥

બધે ય સમદર્શી, ધીર પુરુષને સુખમાં અને દુઃખમાં, સ્ત્રીમાં અને પુરુષમાં, સંપત્તિમાં અને વિપત્તિમાં કશો જ ફરક હોતો નથી. ૧૫

न हिंसा नैव कारुण्यं नौद्धत्यं न च दीनता।
नाश्चर्यं नैव च क्षोभः क्षीणसंसरणे नरे ॥ १६ ॥

જેનો સંસાર નાશ પામ્યો છે તેવા મનુષ્યમાં નથી હિંસા, કે નથી કરુણા, નથી ઉદ્ધતાઇ કે નથી નમ્રતા, નથી આશ્ચર્ય કે નથી ક્ષોભ. ૧૬

न मुक्तो विषयद्वेष्टा न वा विषयलोलुपः।
असंसक्तमना नित्यं प्राप्ताप्राप्तमुपाश्नुते ॥ १७ ॥

મુક્ત પુરુષ વિષયોને ધિક્કારતો નથી કે વિષયોમાં આસક્ત પણ થતો નથી. સદા અનાસક્ત ચિત્તવાળો બની (તે) પ્રાપ્ત અને અપ્રાપ્ત વસ્તુનો ઉપભોગ કરે છે. ૧૭

समाधानासमाधानहिताहितविकल्पनाः।
शून्यचित्तो न जानाति कैवल्यमिव संस्थितः ॥ १८ ॥

જેનું ચિત્ત નાશ પામ્યું છે તે સમાધાન કે અસમાધાન, હિત કે અહિત (ઇત્યાદિ)ની કલ્પનાને જાણતો નથી, (પરંતુ) કૈવલ્ય (અર્થાત્ મોક્ષ)માં જ સ્થિર રહે છે. ૧૮

निर्ममो निरहङ्कारो न किञ्चिदिति निश्चितः।
अन्तर्गलितसर्वाशः कुर्वन्नपि करोति न ॥ १९ ॥

મમતારહિત, અહંતારહિત, કાંઈ જ નથી એવા નિશ્ચયવાળો અને અંદરથી જેની બધી આશાઓ લય પામી ગઇ છે એવો તે કર્મ કરતો છતાં લેપાતો નથી. ૧૯

मनःप्रकाशसंमोहस्वप्नजाड्यविवर्जितः ।
दशां कामपि संप्राप्तो भवेद्गलितमानसः ॥ २० ॥

જેનું મન ક્ષીણ બન્યું છે અને જે મનના પ્રકાશ, અંધકાર, સ્વપ્ન અને જડતા (અર્થાત્ સુષુપ્તિ)થી રહિત છે, તે કોઈ (અવર્ણનીય) દશાને પ્રાપ્ત થાય છે. ૨૦

## પ્રકરણ ૧૮

यस्य बोधोदये तावत्स्वप्नवद्भवति भ्रमः ।
तस्मै सुखैकरूपाय नमः शान्ताय तेजसे ॥ १ ॥

અષ્ટાવક્રે કહ્યું-જેના બોધના ઉદયથી (જગતરૂપ) ભ્રમ સ્વપ્ન જેવો થઇ જાય છે, તે એકમાત્ર આનંદરૂપ અને શાન્ત તેજને નમસ્કાર હો. ૧

अर्जयित्वाऽखिलानर्थान् भोगानाप्नोति पुष्कलान् ।
नहि सर्वपरित्यागमन्तरेण सुखी भवेत् ॥ २ ॥

સર્વ ધન કમાઇને પુષ્કળ ભોગોને (મનુષ્ય) પ્રાપ્ત કરે છે, (પરંતુ) બધાના પરિત્યાગ વિના તે સુખી થતો જ નથી. ૨

कर्तव्यदुःखमार्तण्डज्वालादग्धान्तरात्मनः ।
कुतः प्रशमपीयूषधारासारमृते सुखम् ॥ ३ ॥

કર્મજન્ય દુઃખરૂપી સૂર્યની જ્વાલાથી જેનું અંતર બળી ગયું છે તેને શાન્તિરૂપી અમૃતધારાની વૃષ્ટિ વિના સુખ ક્યાંથી મળે ? ૩

भवोऽयं भावनामात्रो न किञ्चित्परमार्थतः ।
नास्त्यभावः स्वभावानां भावाभावविभाविनाम् ॥ ४ ॥

આ સંસાર કલ્પના માત્ર જ છે અને પરમાર્થ દૃષ્ટિથી તો કાંઇ જ નથી. ભાવરૂપ અને અભાવરૂપ પદાર્થોમાં સ્થિત બનેલા સ્વભાવોનો અભાવ હોતો નથી. ૪

न दूरं न च संकोचाल्लब्धमेवात्मनः पदम् ।
निर्विकल्पं निरायासं निर्विकारं निरञ्जनम् ॥ ५ ॥

આત્માનું સ્વરૂપ દૂર નથી તેમજ સમીપમાં પણ નથી. (અર્થાત્ પરિચ્છિન્ન નથી.) પરંતુ (તે) સંકલ્પરહિત, પ્રયત્નરહિત, વિકારરહિત અને શુદ્ધ એવું હમેશ પ્રાપ્ત જ છે. ૫

व्यामोहमात्रविरतौ स्वरूपादानमात्रतः ।
वीतशोका विराजन्ते निरावरणदृष्टयः ॥ ६ ॥

માત્ર મોહના નિવૃત્ત થવાથી પોતાના સ્વરૂપનું માત્ર ગ્રહણ થતાં, શોકરહિત અને આવરણહીન દૃષ્ટિવાળા (પુરુષો) શોભાયમાન થાય છે. ૬

समस्तं कल्पनामात्रमात्मा मुक्तः सनातनः ।
इति विज्ञाय धीरो हि किमभ्यस्यति बालवत् ॥ ७ ॥

(આ) બધું (જગત) કલ્પના માત્ર છે અને આત્મા મુક્ત (અને) નિત્ય છે, એમ જાણ્યા પછી ધીર પુરુષ બાળકની જેમ શું ચેષ્ટા કરે છે? ૭

आत्मा ब्रह्मेति निश्चित्य भावाभावौ च कल्पितौ ।
निष्कामः किं विजानाति किं ब्रूते च करोति किम् ॥८॥

આત્મા બ્રહ્મ છે અને ભાવ તેમજ અભાવ (અર્થાત્ સૃષ્ટિ તેમજ પ્રલય) કલ્પના માત્ર છે એમ નિશ્ચય કર્યા પછી નિષ્કામ મનુષ્ય જાણે છે શું, બોલે છે શું અને કરે છે શું? ૮

अयं सोऽहमयं नाहमिति क्षीणा विकल्पनाः ।
सर्वमात्मेति निश्चित्य तूष्णींभूतस्य योगिनः ॥ ९ ॥

બધું આત્મા જ છે એમ નિશ્ચય કર્યાં પછી શાન્ત બનેલા યોગીની 'આ હું છું, આ હું નથી,' એવી કલ્પનાઓ નષ્ટ બની જાય છે. ૯

न विक्षेपो न चैकाग्र्यं नातिबोधो न मूढता।
न सुखं न च वा दुःखमुपशान्तस्य योगिनः॥ १०॥

શાન્ત બનેલા યોગીને નથી વિક્ષેપ કે નથી એકાગ્રતા, નથી જ્ઞાન કે નથી મૂઢતા, નથી સુખ કે નથી દુઃખ. ૧૦

स्वाराज्ये भैक्ष्यवृत्तौ च लाभालाभे जने वने।
निर्विकल्पस्वभावस्य न विशेषोऽस्ति योगिनः॥ ११॥

વિકલ્પહીન (બનેલા) સ્વભાવવાળા યોગીને સ્વરાજ્યમાં કે ભિક્ષાવૃત્તિમાં, લાભમાં કે હાનિમાં, લોકોમાં કે જંગલમાં કાંઈ જ ફેર હોતો નથી. ૧૧

क्व धर्मः क्व च वा कामः क्व चार्थः क्व विवेकिता।
इदं कृतमिदं नेति द्वन्द्वैर्मुक्तस्य योगिनः॥ १२॥

દ્વન્દ્વોથી મુક્ત બનેલા યોગીને ધર્મ શો અને કામ શો અને અર્થ શો અને 'આ કર્યું અને આ નહિ' એવો વિવેક શો? ૧૨

कृत्यं किमपि नैवास्ति न कापि हृदि रञ्जना।
यथा जीवनमेवेह जीवन्मुक्तस्य योगिनः॥ १३॥

જીવન્મુક્ત યોગીને કશું કર્તવ્ય છે જ નહિ તેમજ અંતરમાં કશી પણ આસક્તિ નથી. (તે) અહીં યથાપ્રાપ્ત જીવન (જીવે છે.) ૧૩

क्व मोहः क्व च वा विश्वं क्व तद्ध्यानं क्व मुक्तता।
सर्व सङ्कल्पसीमायां विश्रान्तस्य महात्मनः॥ १४॥

સર્વ સંકલ્પના અંત પર વિશ્રાન્ત બનેલા (અર્થાત્ સર્વ સંકલ્પોના અંતને પામેલા) યોગીને મોહ ક્યાં અને વિશ્વ ક્યાં, એનું ધ્યાન ક્યાં અને મુક્તિ ક્યાં ? ૧૪

येन विश्वमिदं दृष्टं स नास्तीति करोतु वै ।
निर्वासनः किं कुरुते पश्यन्नपि न पश्यति ॥ १५ ॥

જે આ વિશ્વને જોતો હોય તે ભલે એ નથી એમ કરો (અર્થાત્ ગણો), પરંતુ વાસનારહિત પુરુષ શું કરે છે? (અર્થાત કાંઈ જ કરતો નથી) કારણ કે (તે) જોતો છતાં પણ જોતો નથી. ૧૫

येन दृष्टं परं ब्रह्म सोऽहं ब्रह्मेति चिन्तयेत् ।
किं चिन्तयति निश्चिन्तो द्वितीयं यो न पश्यति ॥ १६ ॥

જેણે પરબ્રહ્મ જોયું હોય તે ભલે 'હું બ્રહ્મ છું' એમ ચિન્તન કરે. (પરંતુ) જે બીજું કશું જોતો જ નથી એવો ચિન્તનરહિત (મનુષ્ય) શાનું ચિન્તન કરે ? ૧૬

दृष्टो येनात्मविक्षेपो निरोधं कुरुते त्वसौ ।
उदारस्तु न विक्षिप्तः साध्याभावात्करोति किम् ॥ १७ ॥

જે પોતાના આત્માનો વિક્ષેપ જોતો હોય તે ભલે તેનો નિરોધ (અર્થાત્ ધ્યાન, સમાધિ, ઇત્યાદિ) કરે; પરંતુ જે જ્ઞાની પુરુષ વિક્ષિપ્ત બન્યો જ નથી તે સાધ્યના અભાવથી (અર્થાત્ તેને કાંઈ પણ સાધવાનું રહેલું જ ન હોવાથી) શું કરે ? ૧૭

धीरो लोकविपर्यस्तो वर्त्तमानोऽपि लोकवत् ।
न समाधिं न विक्षेपं न लेपं स्वस्य पश्यति ॥ १८ ॥

લોકોની જેમ વર્તતો છતાં પણ લોક કરતાં જુદો એવો જ્ઞાની પોતાની સમાધિ કે વિક્ષેપ કે લેપ જોતો નથી. ૧૮

भावाभावविहीनो यस्तृप्तो निर्वासनो बुधः ।
नैव किञ्चित्कृतं तेन लोकदृष्टया विकुर्वता ॥ १९ ॥

જે જ્ઞાની ભાવ અને અભાવથી રહિત છે અને તૃપ્ત છે તે લોકોની નજરે કરતો છતાં પણ કાંઈ જ કરતો નથી. ૧૯

प्रवृत्तौ वा निवृत्तौ वा नैव धीरस्य दुर्ग्रहः ।
यदा यत्कर्त्तुमायाति तत्कृत्वा तिष्ठतः सुखम् ॥ २० ॥

જે વખતે જે કરવાનું આવી પડે તે કરીને આનંદથી રહેતા જ્ઞાનીને પ્રવૃત્તિમાં કે નિવૃત્તિમાં દુરાગ્રહ હોતો જ નથી. ૨૦

निर्वासनो निरालम्बः स्वच्छन्दो मुक्तबन्धनः ।
क्षिप्तः संसारवातेन चेष्टते शुष्कपर्णवत् ॥ २१ ॥

વાસનારહિત, કોઈના ઉપર પણ આધાર ન રાખનારો, સ્વચ્છંદ અને બંધનોમાંથી છૂટેલો (મનુષ્ય) સંસારરૂપી પવન વડે પ્રેરિત બની સૂકા પાંદડાની જેમ ચેષ્ટા કરે છે. ૨૧

असंसारस्य तु क्वापि न हर्षो न विषादिता ।
स शीतलमना नित्यं विदेह इव राजते ॥ २२ ॥

અસંસારી (અર્થાત્ જ્ઞાની)ને કશે પણ હર્ષ નથી કે શોક નથી. શીતલ મનવાળો તે હમેશ દેહરહિતની જેમ શોભે છે.૨૨

कुत्रापि न जिहासाऽस्ति नाशो वाऽपि न कुत्रचित् ।
आत्मारामस्य धीरस्य शीतलाच्छतरात्मनः ॥ २३ ॥

શાન્ત અને શુદ્ધ આત્માવાળા અને આત્મામાં જ સ્થિર બનેલા ધીર પુરુષને કશું પણ ત્યજવાની ઇચ્છા હોતી નથી તેમ જ કશાની આશા પણ હોતી નથી. ૨૩

प्रकृत्या शून्यचित्तस्य कुर्वतोऽस्य यदृच्छया ।
प्राकृतस्येव धीरस्य न मानो नावमानिता ॥ २४ ॥

સ્વભાવથી જ શૂન્ય ચિત્તવાળા અને સહજ કર્મ કરતા ધીર પુરુષને સામાન્ય મનુષ્યની જેમ માન કે અપમાન લાગતાં નથી. ૨૪

कृतं देहेन कर्मेदं न मया शुद्धरूपिणा ।
इति चिन्तानुरोधी यः कुर्वन्नपि करोति न ॥ २५ ॥

'આ કર્મ દેહ વડે થયું છે અને નહિ કે શુદ્ધ આત્મ-સ્વરૂપ એવા મારા વડે' એમ જે સતત ચિંતન કરે છે, તે (કર્મ) કરતો છતાં પણ (કાંઇ જ) કરતો નથી. ૨૫

अतद्वादीव कुरुते न भवेदपि बालिशः ।
जीवन्मुक्तः सुखी श्रीमान् संसरन्नपि शोभते ॥ २६ ॥

એમ ન કહેનારા (અર્થાત્ સામાન્ય માણસ)ની જેમ તે કર્મ કરે છે છતાં પણ તે નાદાન હોતો નથી. એવો સુખી અને શ્રીમાન જીવન્મુક્ત સંસારમાં રહેવા છતાં શોભે છે. ૨૬

नानाविचारसुश्रान्तो धीरो विश्रान्तिमागतः ।
न कल्पते न जानाति न शृणोति न पश्यति ॥ २७ ॥

અનેક પ્રકારના વિચારોથી થાકી ગયેલો અને તેથી જ શાન્ત બનેલો ધીર પુરુષ કલ્પના કરતો નથી, જાણતો નથી, સાંભળતો નથી, જોતો નથી. ૨૭

असमाधेरविक्षेपान्न मुमुक्षुर्न चेतरः ।
निश्चित्य कल्पितं पश्यन्ब्रह्मैवास्ते महाशयः ॥ २८ ॥

જ્ઞાની પુરુષ સમાધિના અભાવને લીધે મુમુક્ષુ નથી તેમજ વિક્ષેપના અભાવથી તેનાથી ઊલટો (અર્થાત્ બદ્ધ) પણ નથી, પરંતુ નિશ્ચય કરીને (આ બધાને) કલ્પનામય જોતો બ્રહ્મરૂપે જ રહે છે. ૨૮

यस्यान्तः स्यादहंकारो न करोति करोति सः ।
निरहंकारधीरेण न किञ्चिदकृतं कृतम् ॥ २९ ॥

જેનામાં અહંકાર છે તે કાંઈ ન કરે તોપણ કર્મ કરે જ છે; જ્યારે અહંકારરહિત ધીર પુરુષને તો કાંઇ પણ અકૃત અથવા કૃત (ન કરેલું અથવા કરેલું) છે જ નહિ. ૨૯

नोद्विग्नं न च संतुष्टमकर्तृ स्पन्दवर्जितम् ।
निराशं गतसन्देहं चित्तं मुक्तस्य राजते ॥ ३० ॥

ઉદ્વેગરહિત તેમજ સંતોષરહિત, અકર્તૃ, (સંકલ્પરૂપ) સ્પન્દરહિત, નિરાશ અને સંદેહહીન એવું મુક્તનું ચિત્ત શોભે છે. ૩૦

निर्ध्यातुं चेष्टितुं वापि यच्चित्तं न प्रवर्तते ।
निर्निमित्तमिदं किन्तु निर्ध्यायति विचेष्टते ॥ ३१ ॥

(ધીર પુરુષનું) ચિત્ત ધ્યાન કરવાને અથવા ક્રિયા કરવાને પ્રવૃત્ત થતું નથી, પરંતુ તે કાંઈ પણ નિમિત્ત ન હોવા છતાં (યથાપ્રાપ્ત) ધ્યાન કરે છે અને ક્રિયા કરે છે. ૩૧

तत्त्वं यथार्थमाकर्ण्य मन्दः प्राप्नोति मूढताम् ।
अथवा याति संकोचममूढः कोऽपि मूढवत् ॥ ३२ ॥

સત્ય તત્ત્વને સાંભળીને જડ મનુષ્ય મૂઢ બને છે અથવા સંકોચ (ગભરાટ)ને પ્રાપ્ત કરે છે. કોઈ બુદ્ધિમાન પુરુષની દશા પણ (બાહ્યદૃષ્ટિથી તો) મૂઢના જેવી જ થાય છે. ૩૨

एकाग्रता निरोधो वा मूढैरभ्यस्यते भृशम् ।
धीराः कृत्यं न पश्यन्ति सुप्तवत्स्वपदे स्थिताः ॥ ३३ ॥

મૂઢ મનુષ્યો એકાગ્રતા અથવા (ચિત્ત)નિરોધનો વારં-

વાર અભ્યાસ કરે છે, પરંતુ જ્ઞાનીઓ તો આત્મપદમાં સૂતેલા-લાની જેમ સ્થિર બનેલા હોઇ કાંઇ કરવાપણું જોતા જ નથી. ૩૩

अप्रयत्नात्प्रयत्नाद्वा मूढो नाप्नोति निर्वृतिम् ।
तत्त्वनिश्चयमात्रेण प्राज्ञो भवति निर्वृतः ॥ ३४ ॥

પ્રયત્ન ન કરવાથી અથવા પ્રયત્ન વડે પણ મૂઢ મનુષ્ય સુખ પામતો નથી, જ્યારે માત્ર તત્ત્વનો નિશ્ચય થતાં જ બુદ્ધિમાન મનુષ્ય સુખી બને છે. ૩૪

शुद्धं बुद्धं प्रियं पूर्णं निष्प्रपञ्चं निरामयम् ।
आत्मानं तं न जानन्ति तत्राभ्यासपरा जनाः ॥ ३५ ॥

શુદ્ધ, બુદ્ધ, પ્રિય, પૂર્ણ, પ્રપંચરહિત, અને દુઃખરહિત એવા એ આત્માને તેના અભ્યાસમાં પરાયણ રહેનારા લોકો જાણતા નથી. ૩૫

नाप्नोति कर्मणा मोक्षं विमूढोऽभ्यासरूपिणा ।
धन्यो विज्ञानमात्रेण मुक्तस्तिष्ठत्यविक्रियः ॥ ३६ ॥

મૂઢ પુરુષ અભ્યાસરૂપ કર્મ વડે મોક્ષને પ્રાપ્ત કરી શકતો નથી. જ્ઞાની પુરુષ વિજ્ઞાન માત્રથી જ મુક્ત અને નિર્વિકાર બને છે. ૩૬

मूढो नाप्नोति तद्ब्रह्म यतो भवितुमिच्छति ।
अनिच्छन्नपि धीरो हि परब्रह्मस्वरूपभाक् ॥ ३७ ॥

મૂઢ પુરુષ બ્રહ્મરૂપ બનવા ઇચ્છે અને તેથી જ તે તેને મેળવી શકતો નથી. જ્યારે ધીર પુરુષ ઇચ્છતો ન હોવા છતાં પરબ્રહ્મસ્વરૂપ જ છે. ૩૭

निराधाराग्रहव्यग्रा मूढाः संसारपोषकाः ।
एतस्यानर्थमूलस्य मूलच्छेदः कृतो बुधैः ॥ ३८ ॥

આધારરહિત એવા દુરાગ્રહવાળા મૂઢો જ સંસારનું પોષણ કરવાવાળા છે. આ અનર્થના મૂળ (–રૂપ સંસાર)ના મૂળનો જ્ઞાનીઓએ ઉચ્છેદ કર્યો છે. ૩૮

न शान्ति लभते मूढो यतः शमितुमिच्छति ।
धीरस्तत्त्वं विनिश्चित्य सर्वदा शान्तमानसः ॥ ३९ ॥

મૂઢ મનુષ્ય શાન્ત બનવા ઇચ્છે છે તેથી જ શાન્તિ પામતો નથી. ધીર પુરુષ તત્ત્વનો નિશ્ચય કરીને સર્વદા શાન્ત ચિત્ત-વાળો જ રહે છે. ૩૯

क्वात्मनो दर्शनं तस्य यद्दृष्टमवलंबते ।
धीरास्तु तं न पश्यन्ति पश्यन्त्यात्मानमव्ययम् ॥ ४० ॥

(બાહ્ય) દૃશ્ય પદાર્થોનું અવલમ્બન કરતો હોઇ તે (મૂઢ)ને આત્માનું દર્શન ક્યાં થાય? પણ ધીર પુરુષો તે દૃશ્ય પદાર્થને જોતા નથી (તેથી) અવ્યય આત્માને જુએ છે. ૪૦

क्व निरोधो विमूढस्य यो निर्बन्धं करोति वै ।
स्वारामस्यैव धीरस्य सर्वदाऽसावकृत्रिमः ॥ ४१ ॥

જે હઠથી પ્રયત્ન કરે છે, તે મૂઢ પુરુષને (ચિત્તનો) નિરોધ ક્યાંથી થાય? આત્મામાં વિશ્રાન્તિ લેનાર ધીર પુરુષને જ એ (નિરોધ) સર્વદા અને અકૃત્રિમ (સહજ) હોય છે. ૪૧

भावस्य भावकः कश्चिन्न किञ्चिद्भावकोऽपरः ।
उभयाभावकः कश्चिदेवमेव निराकुलः ॥ ४२ ॥

કોઈ ભાવરૂપ (પ્રપંચ)ને સત્ય માનવાવાળો છે, તો બીજો કોઈ કશું જ નથી એમ માનવાવાળો છે. કોઇ એ બન્ને (અર્થાત્ ભાવ અને અભાવ)ને નહિ માનવાવાળો જેની તે સ્થિતિમાં શાન્ત રહે છે. ૪૨

शुद्धमद्वयमात्मानं भावयन्ति कुबुद्धयः।
न तु जानन्ति संमोहाद्यावज्जीवमनिर्वृताः ॥ ४३ ॥

દુર્બુદ્ધિ પુરુષો શુદ્ધ અને અદ્વિતીય આત્માની ભાવનાં કરે છે પરંતુ મોહને લીધે જાણતા નથી. આથી જ સારા જીવનભર તેઓ સુખરહિત રહે છે. ૪૩

मुमुक्षोर्बुद्धिरालंबमन्तरेण न विद्यते ।
निरालंबैव निष्कामा बुद्धिर्मुक्तस्य सर्वदा ॥ ४४ ॥

મુમુક્ષુની બુદ્ધિ (સાંસારિક વિષયના) આલમ્બન વિના રહી શકતી નથી. મુક્તાની બુદ્ધિ સર્વદા નિષ્કામ અને આલમ્બન-રહિત જ હોય છે. ૪૪

विषयद्विपिनो वीक्ष्य चकिताः शरणार्थिनः ।
विशन्ति झटिति क्रोडं निरोधैकाग्र्यसिद्धये ॥ ४५ ॥

વિષયોરૂપ હાથીઓને જોઇને ગભરાયેલા અને શરણને ઇચ્છતા (મૂઢા) ચિત્તના નિરોધ અને એકાગ્રતાની સિદ્ધિને માટે જલદીથી પર્વતની ગુફામાં પ્રવેશ કરે છે. ૪૫

निर्वासनं हरिं दृष्ट्वा तूष्णीं विषयदन्तिनः ।
पलायन्ते न शक्तास्ते सेवन्ते कृतचाटवः ॥ ४६ ॥

વાસનારહિત (પુરુષરૂપી) સિંહને જોઇને વિષયોરૂપ હાથીઓ છાનામાના ભાગી જાય છે, અને અસમર્થ અને ક્રિયામાં આસક્ત રહેનારા તે (મૂઢા) તે વાસનારહિત પુરુષની સેવા કરે છે. ૪૬

न मुक्तिकारिकां धत्ते निःशङ्को युक्तमानसः ।
पश्यञ्छृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्नास्ते यथासुखम् ॥ ४७ ॥

નિઃશંક અને સ્થિર મનવાળો મનુષ્ય મોક્ષને માટેની ક્રિયા-

આ (સાધનાઓ)ને ધારણ કરતો નથી, પણ જોતો, સાંભળતો, સ્પર્શતો, સૂંઘતો, ખાતો સુખપૂર્વક રહે છે. ૪૭

वस्तुश्रवणमात्रेण शुद्धबुद्धिर्निराकुलः ।
नैवाचारमनाचारमौदास्यं वा न पश्यति ॥४८॥

યથાર્થ વસ્તુના શ્રવણમાત્રથી જ શુદ્ધ બનેલી બુદ્ધિવાળો અને સ્વસ્થ મનુષ્ય કર્મ, વિકર્મ કે ઉદાસીનતા (અકર્મ) જોતો નથી. ૪૮

यदा यत्कर्त्तुमायाति तदा तत्कुरुते ऋजुः ।
शुभं वाऽप्यशुभं वाऽपि तस्य चेष्टा हि बालवत् ॥४९॥

શુભ કે અશુભ જ્યારે જે કરવાનું આવે તે એ સરળ મનુષ્ય કરે છે, કારણ કે તેની ચેષ્ટા બાળક જેવી છે. ૪૯

स्वातंत्र्यात्सुखमाप्नोति स्वातंत्र्याल्लभते परम् ।
स्वातंत्र्यान्निर्वृतिं गच्छेत्स्वातंत्र्यात्परमं पदम् ॥५०॥

સ્વતંત્રતાથી (જ્ઞાની) સુખને પામે છે, સ્વતંત્રતાથી પર (બ્રહ્મ)ને મેળવે છે, સ્વતંત્રતાથી પરમસુખને પ્રાપ્ત કરે છે, સ્વતંત્રતાથી પરમપદની પ્રાપ્તિ થાય છે. ૫૦

अकर्तृत्वमभोक्तृत्वं स्वात्मनो मन्यते यदा ।
तदा क्षीणा भवन्त्येव समस्ताश्चित्तवृत्तयः ॥५१॥

જ્યારે (મનુષ્ય) પોતાના આત્માને અકર્તા અને અભોક્તા માને છે ત્યારે બધી ચિત્તવૃત્તિઓ ક્ષીણ બને છે. ૫૧

उच्छृङ्खलाऽप्यकृतिका स्थितिर्धीरस्य राजते ।
न तु सस्पृहचित्तस्य शान्तिर्मूढस्य कृत्रिमा ॥५२॥

ધીર પુરુષની ઉચ્છૃંખલ હોય તોપણ સ્વાભાવિક સ્થિતિ શોભે છે, પરંતુ સ્પૃહાયુક્ત ચિત્તવાળા મૂઢની શાન્તિ કૃત્રિમ

હોઈ શોભતી નથી. ૫૨

विलसन्ति महाभोगैर्विशन्ति गिरिगह्वरान् ।
निरस्तकल्पना धीरा अबद्धा मुक्तबुद्धयः ॥५३॥

જેઓએ કલ્પનાનો ત્યાગ કર્યો છે, જેઓ બંધનરહિત છે, અને જેઓની બુદ્ધિ મુક્ત છે,. એવા ધીર પુરુષો મોટા ભોગો ભોગવે છે અને પર્વતની ગુફાઓમાં પણ પ્રવેશ કરે છે. ૫૩

श्रोत्रियं देवतां तीर्थमङ्गनां भूपतिं प्रियम् ।
दृष्ट्वा संपूज्य धीरस्य न क्वाऽपि हृदि वासना ॥५४॥

પણ્ડિત, દેવતા, તીર્થ, સ્ત્રી, રાજા અને પ્રિયજનને જોઈને સન્માન કરતા ધીર પુરુષના હૃદયમાં કોઈ વાસના હોતી નથી.૫૪

भृत्यैः पुत्रैः कलत्रैश्च दौहित्रैश्चापि गोत्रजैः ।
विहस्य धिक्कृतो योगी न याति विकृतिं मनाक् ॥५५॥

નોકરો, પુત્રો, પત્નીઓ, છોકરીના છોકરાઓ અને સગાઓથી મશ્કરી કરાઈને ધિક્કાર પામ્યા છતાં યોગી જરા પણ વિકાર(ક્રોધ કે ગ્લાનિ)ને પામતો નથી. ૫૫

सन्तुष्टोऽपि न सन्तुष्टः खिन्नोऽपि न च खिद्यते ।
तस्याश्चर्यदशां तां तां तादृशा एव जानते ॥५६॥

ધીર પુરુષ સંતુષ્ટ છે છતાં સંતુષ્ટ નથી, અને ખિન્ન હોય છતાં ખેદ પામતો નથી. તેની એવી એવી આશ્ચર્યભરી અવસ્થા તો એના જેવા જ જાણે. ૫૬

कर्तव्यतैव संसारो न तां पश्यन्ति सूरयः ॥
शून्याकारा निराकारा निर्विकारा निरामयाः ॥५७॥

કરવાપણું એ જ સંસાર છે. તેને શૂન્યાકાર, આકારરહિત, વિકારરહિત અને દુઃખરહિત જ્ઞાનીઓ જોતા નથી. ૫૭

अकुर्वन्नपि संक्षोभाद्व्यग्रः सर्वत्र मूढधीः ।
कुर्वन्नपि तु कृत्यानि कुशलो हि निराकुलः ॥५८॥

મૂઢબુદ્ધિવાળો ન કરતો છતાં પણ ક્ષોભને લઈને બધે વ્યાકુલ બને છે, પરંતુ કુશલ પુરુષ કર્મો કરતો છતાં આકુલ થતો નથી. ૫૮

सुखमास्ते सुखं शेते सुखमायाति याति च ।
सुखं वक्ति सुखं भुङ्क्ते व्यवहारेऽपि शान्तधीः ॥५९॥

શાન્ત બુદ્ધિવાળો વ્યવહારમાં પણ સુખે બેસે છે, સુખે સૂએ છે, સુખે આવે-જાય છે, સુખે બોલે છે, અને સુખે ખાય છે. ૫૯

स्वभावाद्यस्य नैवार्तिर्लोकवद्व्यवहारिणः ।
महाह्रद इवाक्षोभ्यो गतक्लेशः स शोभते ॥६०॥

લોકની જેમ વ્યવહાર કરનાર (હોવા છતાં) જેને સ્વભાવથી જ દુઃખ થતું નથી તે (મનુષ્ય) મોટાં સરોવરની જેમ ક્ષોભરહિત અને ક્લેશરહિત હોઈ શોભે છે. ૬૦

निवृत्तिरपि मूढस्य प्रवृत्तिरुपजायते ।
प्रवृत्तिरपि धीरस्य निवृत्तिफलभागिनी ॥६१॥

મૂઢની નિવૃત્તિ પણ પ્રવૃત્તિ જ બને છે, જ્યારે ધીર પુરુષની પ્રવૃત્તિ પણ નિવૃત્તિનું ફળ આપે છે. ૬૧

परिग्रहेषु वैराग्यं प्रायो मूढस्य दृश्यते ।
देहे विगलिताशस्य क्व रागः क्व विरागिता ॥६२॥

(ગૃહ, સ્ત્રી આદિ) પરિગ્રહોમાં વૈરાગ્ય તો વિશેષ કરીને મૂઢનો જ દેખાય છે. દેહમાંથી જેની આશા ક્ષીણ થઈ ગઈ છે તેવાને રાગ શાનો અને વૈરાગ્ય શાનો? ૬૨

भावनाभावनासक्ता दृष्टिर्मूढस्य सर्वदा ।
भाव्यभावनया सा तु स्वस्थस्यादृष्टिरूपिणी ॥६३॥

મૂઢની દૃષ્ટિ સર્વદા ભાવના અને અભાવનામાં લાગેલી રહે છે. પરંતુ શાન્ત મનુષ્યની તે (દૃષ્ટિ) દૃશ્યની ભાવના કરવા છતાં અદૃષ્ટિરૂપ જ રહે છે. ૬૩

सर्वारंभेषु निष्कामो यश्चरेद्बालवन्मुनिः ।
न लेपस्तस्य शुद्धस्य क्रियमाणेऽपि कर्मणि ॥६४॥

જે મુનિ સર્વ આરંભોમાં (ક્રિયાઓમાં) બાળકની જેમ નિષ્કામપણે વર્તે છે, તે શુદ્ધ (મુનિ)ને કરાતાં કર્મોમાં પણ લેપ થતો નથી. ૬૪

स एव धन्य आत्मज्ञः सर्वभावेषु यः समः ।
पश्यञ्छृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्निस्तर्षमानसः ॥६५॥

તે જ આત્મજ્ઞાની ધન્ય છે કે જે સર્વ ભૂતોમાં સમાન છે અને જે જોતો, સાંભળતો, સ્પર્શતો, સૂંઘતો અને ખાતો છતાં તૃષ્ણારહિત મનવાળો છે. ૬૫

क्व संसारः क्व चाभासः क्व साध्यं क्व च साधनम् ।
आकाशस्येव धीरस्य निर्विकल्पस्य सर्वदा ॥६६॥

હંમેશ આકાશની જેમ સંકલ્પરહિત ધીર પુરુષને સંસાર ક્યાં અને આભાસ ક્યાં, સાધ્ય ક્યાં અને સાધન ક્યાં? ૬૬

स जयत्यर्थसंन्यासी पूर्णस्वरसविग्रहः ।
अकृत्रिमोऽनवच्छिन्ने समाधिर्यस्य वर्त्तते ॥६७॥

તે કર્મફલનો ત્યાગ કરવાવાળો અને પૂર્ણ આનંદસ્વરૂપ-વાળો (મહાત્મા) જય પામે છે કે જેની અવચ્છેદરહિત બ્રહ્મમાં અકૃત્રિમ (સહજ) સમાધિ હોય છે. ૬૭

बहुनाऽत्र किमुक्तेन ज्ञाततत्त्वो महाशयः ।
भोगमोक्षनिराकाङ्क्षी सदा सर्वत्र नीरसः ॥६८॥

અહીં વધુ કહીને શો ફાયદો ? જેણે તત્ત્વને જાણ્યું છે તેવો મહાત્મા ભોગ અને મોક્ષ બન્ને પ્રત્યે નિઃસ્પૃહ અને હંમેશ તેમજ બધે રસહીન હોય છે. ૬૮

महदादि जगद्द्वैतं नाममात्रविजृंभितम् ।
विहाय शुद्धबोधस्य किं कृत्यमवशिष्यते ॥ ६९ ॥

મહત્તત્ત્વથી શરૂ થયેલું આ જગત–દ્વૈત નામ માત્રથી જ ઊભું થયું છે. (તેની કલ્પના) છોડ્યા પછી શુદ્ધ જ્ઞાનરૂપ બનેલા મનુષ્યનું શું કર્મ બાકી રહે છે ? ૬૯

भ्रमभूतमिदं सर्वं किञ्चिन्नास्तीति निश्चयी ।
अलक्ष्यस्फुरणः शुद्धः स्वभावेनैव शाम्यति ॥ ७० ॥

આ બધું (જગત) ભ્રમરૂપ હોઈ કાંઈ જ નથી એવા નિશ્ચય-વાળો અને અલક્ષ્ય (બ્રહ્મ)નું જેને સ્ફુરણ થયું છે તેવો શુદ્ધ પુરુષ સ્વભાવ વડે જ શાન્ત બની જાય છે. ૭૦

शुद्धस्फुरणरूपस्य दृश्यभावमपश्यतः ।
क्व विधिः क्व च वैराग्यं क्व त्यागः क्व शमोऽपि वा ॥७१॥

શુદ્ધ (આત્મ-) સ્ફુરણરૂપ અને દૃશ્યભાવને ન જોનારને વિધિ શો અને વૈરાગ્ય શો, ત્યાગ શો અને શમ શો ? ૭૧

स्फुरतोऽनन्तरूपेण प्रकृतिं च न पश्यतः ।
क्व बन्धः क्व च वा मोक्षः क्व हर्षः क्व विषादिता ॥७२॥

અનન્તરૂપે સ્ફુરતા અને પ્રકૃતિને ન જોતા (યોગી)ને બંધ શો અને મોક્ષ શો; હર્ષ શો અને વિષાદ શો ? ૭૨

बुद्धिपर्यन्तसंसारे मायामात्रं विवर्तते ।
निर्ममो निरहंकारो निष्कामः शोभते बुधः ॥ ७३ ॥

બુદ્ધિ પર્યન્ત સંસારમાં માયા–માત્ર જ ભાસે છે. મમતા-રહિત, અહંકારરહિત અને નિષ્કામ જ્ઞાની શોભે છે. ૭૩

अक्षयं गतसन्तापमात्मानं पश्यतो मुनेः ।
क्व विद्या क्व च वा विश्वं क्व देहोऽहंममेति वा ॥ ७४ ॥

આત્માને અવિનાશી અને સન્તાપરહિત જોનારા મુનિને વિદ્યા શી અને વિશ્વ શું? દેહ શો અથવા અહંતા-મમતા શી?

निरोधादीनि कर्माणि जहाति जडधीर्यदि ।
मनोरथान्प्रलापांश्च कर्तुमाप्नोत्यतत्क्षणात् ॥ ७५ ॥

જો જડબુદ્ધિવાળો નિરોધ ઇત્યાદિ કર્મોને છોડી દે છે તો તે ક્ષણથી જ મનોરથો અને પ્રલાપો કરવાનો આરંભ કરે છે.

मन्दः श्रुत्वाऽपि तद्वस्तु न जहाति विमूढताम् ।
निर्विकल्पो बहिर्यत्नादन्तर्विषयलालसः ॥ ७६ ॥

મૂઢ એ (પરમ) વસ્તુને સાંભળીને પણ મૂઢતા છોડતો નથી, (પરંતુ) બહારથી પ્રયત્ને કરી નિર્વિકલ્પ બનેલો હોવા છતાં અંદર વિષયવાસનાવાળો રહે છે. ૭૬

ज्ञानाद्गलितकर्मा यो लोकदृष्ट्याऽपि कर्मकृत् ।
नाप्नोत्यवसरं कर्तुं वक्तुमेव न किञ्चन ॥ ७७ ॥

જે જ્ઞાન વડે ક્ષીણ બનેલા કર્મવાળો છે અને માત્ર લોકદૃષ્ટિથી કર્મ કરનારો લાગે છે તેને કાંઇ પણ કરવાનો કે બોલવાનો અવસર જ પ્રાપ્ત થતો નથી. ૭૭

क्व तमः क्व प्रकाशो वा हानं क्व च न किञ्चन ।
निर्विकारस्य धीरस्य निरातङ्कस्य सर्वदा ॥ ७८ ॥

હમેશ નિર્વિકાર અને નિર્ભય ધીર પુરુષને માટે અંધકાર ક્યાં છે અથવા પ્રકાશ ક્યાં છે અને હાનિ પણ ક્યાં છે? કાંઇ જ નથી. ૭૮

क्व धैर्यं क्व विवेकित्वं क्व निरातङ्कताऽपि वा ।
अनिर्वाच्यस्वभावस्य निःस्वभावस्य योगिनः ॥ ७९ ॥

અનિર્વચનીય સ્વભાવવાળા અને નિઃસ્વભાવ યોગીને ધૈર્ય ક્યાં અને વિવેક ક્યાં અને નિર્ભયતા પણ ક્યાં? ૭૯

न स्वर्गो नैव नरको जीवन्मुक्तिर्न चैव हि।
बहुनात्र किमुक्तेन योगदृष्ट्या न किञ्चन ॥८०॥

સ્વર્ગ પણ નથી અને નરક પણ નથી, તેમજ જીવન્મુક્તિ પણ છે જ નહિ. અહીં વધુ કહીને શું કામ? યોગદૃષ્ટિથી તો કશું જ નથી. ૮૦

नैव प्रार्थयते लाभं नालाभेनानुशोचति।
धीरस्य शीतलं चित्तममृतेनैव पूरितम् ॥ ८१ ॥

ધીર પુરુષનું અમૃત વડે પૂર્ણ અને શીતલ ચિત્ત લાભની ઇચ્છા જ રાખતું નથી, તેમજ હાનિથી શોકાતુર પણ થતું નથી. ૮૧

न शान्तं स्तौति निष्कामो न दुष्टमपि निन्दति।
समदुःखसुखस्तृप्तः किञ्चित्कृत्यं न पश्यति ॥ ८२ ॥

સુખ અને દુઃખમાં સમાન, સંતોષી અને નિષ્કામ પુરુષ શાન્ત (જ્ઞાની)ને વખાણતો નથી તેમજ દુષ્ટની નિંદા પણ કરતો નથી અને કાંઈ કર્તવ્ય પણ જોતો નથી. ૮૨

धीरो न द्वेष्टि संसारमात्मानं न दिदृक्षति।
हर्षामर्षविनिर्मुक्तो न मृतो न च जीवति ॥ ८३ ॥

ધીર પુરુષ સંસારનો દ્વેષ કરતો નથી તેમજ આત્માને જોવાની ઇચ્છા પણ રાખતો નથી, (પરંતુ) હર્ષ અને દ્વેષથી રહિત હોઇને તે મરેલો પણ નથી અને જીવતો પણ નથી.૮૩

निःस्नेहः पुत्रदारादौ निष्कामो विषयेषु च।
निश्चिन्तः स्वशरीरेऽपि निराशः शोभते बुधः ॥८४॥

પુત્ર, સ્ત્રી આદિમાં સ્નેહરહિત, વિષયો પ્રત્યે નિષ્કામ અને

પોતાના અને પોતાના શરીર પ્રત્યે પણ નિશ્ચિંત અને નિરાશ જ્ઞાની શોભે છે. ૮૪

तुष्टिः सर्वत्र धीरस्य यथापतितवर्तिनः ।
स्वच्छन्दं चरतो देशान्यत्रास्तमितशायिनः ॥ ८५ ॥

યથાપ્રાપ્ત વર્તન કરતા, સ્વેચ્છાનુસાર દેશોમાં વિચરતા, અને જ્યાં (સૂર્ય) આથમે ત્યાં સૂતા ધીર પુરુષને અધેય સંતોષ છે. ૮૫

पततूदेतु वा देहो नास्य चिन्ता महात्मनः ।
स्वभावभूमिविश्रान्तिविस्मृताशेषसंसृते ॥ ८६ ॥

પોતાના સ્વભાવરૂપી સ્થાનમાં વિશ્રાંતિ લેવાને લીધે જેને સમસ્ત સંસાર ભુલાઈ ગયો છે એવા મહાત્માને દેહ પડો કે પ્રાપ્ત થાઓ તેની ચિંતા હોતી નથી. ૮૬

अकिञ्चनः कामचारो निर्द्वन्द्वश्छिन्नसंशयः ।
असक्तः सर्वभावेषु केवलो रमते बुधः ॥८७॥

જેની પાસે કશું પણ નથી, જે ઇચ્છાનુસાર વિચરે છે, જે નિર્દ્વન્દ્વ છે, જેના સંશય નાશ પામ્યા છે, જે સર્વભાવોમાં અસક્ત છે અને જે કેવલ છે એવો જ્ઞાની રમણ કરે છે. ૮૭

निर्ममः शोभते धीरः समलोष्टाश्मकाञ्चनः ।
सुभिन्नहृदयग्रंथिर्विनिर्धूतरजस्तमः ॥ ८८॥

મમત્વરહિત, માટીના ઢેફા, પથ્થર અને સોનાને સમ ગણનાર, હૃદયની ગાંઠો જેની સદંતર તૂટી ગઈ છે તેવો, અને જેણે રજોગુણ અને તમોગુણને તદ્દન દૂર કર્યા છે તેવો ધીર પુરુષ શોભે છે. ૮૮

सर्वत्रानवधानस्य न किञ्चिद्वासना हृदि ।
मुक्तात्मनो वितृप्तस्य तुलना केन जायते ॥ ८९ ॥

સર્વત્ર અનાસક્ત રહેનારના હૃદયમાં કશી જ વાસના હોતી

નથી. મુક્તાત્મા અને સન્તુષ્ટ મનુષ્યની તુલના કોની સાથે થાય ? ૮૯

जानन्नपि न जानाति पश्यन्नपि न पश्यति ।
ब्रुवन्नपि न च ब्रूते कोऽन्य निर्वासनादृते ॥ ९० ॥

વાસનારહિત પુરુષ સિવાય બીજો કોણ જાણતો હોવા છતાં જાણતો નથી, જોતો હોવા છતાં જોતો નથી અને બોલતો હોવા છતાં બોલતો નથી ? ૯૦

भिक्षुर्वा भूपतिर्वाऽपि यो निष्कामः स शोभते ।
भावेषु गलिता यस्य शोभनाशोभना मतिः ॥ ९१ ॥

વસ્તુઓમાંથી જેની સારીનરસી ભાવના દૂર થઈ છે અને જે નિષ્કામ છે તે ભિખારી હોય કે રાજા હોય તોપણ શોભે છે. ૯૧

क्व स्वाच्छन्द्यं क्व सङ्कोचः क्व वा तत्त्वविनिश्चयः ।
निर्व्याजार्जवभूतस्य चरितार्थस्य योगिनः ॥ ९२ ॥

નિષ્કપટ અને સરળ અને કૃતાર્થ યોગીને સ્વચ્છન્દતા ક્યાં, અથવા સંકોચ ક્યાં અથવા તત્ત્વનો નિશ્ચય પણ ક્યાં ? ૯૨

आत्मविश्रान्तितृप्तेन निराशेन गतार्तिना ।
अन्तर्यदनुभूयेत तत्कथं कस्य कथ्यते ॥ ९३ ॥

આત્મામાં વિશ્રાન્તિ થવાથી સંતુષ્ટ બનેલા, નિઃસ્પૃહ અને દુઃખરહિત પુરુષ વડે જે અંદર અનુભવાતું હોય તે કેવી રીતે અને કોને કહી શકાય ? ૯૩

सुप्तोऽपि न सुषुप्तौ च स्वप्नेऽपि शयितो न च ।
जागरेऽपि न जागर्ति धीरस्तृप्तः पदे पदे ॥ ९४ ॥

ધીર પુરુષ સૂતો છતાં સુષુપ્તિમાં નથી, સ્વપ્નમાં છતાં સૂતેલો નથી, જાગતો છતાં જાગૃતિમાં નથી, (પરંતુ) દરેક ક્ષણે સંતુષ્ટ રહે છે. ૯૪

ज्ञः सचिन्तोऽपि निश्चिन्तः सेन्द्रियोऽपि निरिन्द्रियः।
सबुद्धिरपि निर्बुद्धिः साहंकारोऽनहंकृतिः ॥ ९५ ॥

જ્ઞાની ચિન્તાસહિત છતાં ચિન્તારહિત છે, ઇન્દ્રિયોથી યુક્ત છતાં ઇન્દ્રિયરહિત છે, બુદ્ધિથી યુક્ત છતાં બુદ્ધિરહિત છે, અહંકારસહિત છતાં અહંકારરહિત છે. ૯૫

न सुखी न च वा दुःखी न विरक्तो न संगवान्।
न मुमुक्षुर्न वा मुक्तो न किञ्चिन्न च किञ्चन ॥ ९६ ॥

જ્ઞાની સુખી નથી તેમ દુઃખી પણ નથી, વિરક્ત નથી તેમ આસક્ત પણ નથી, મુમુક્ષુ નથી તેમ મુક્ત પણ નથી, કંઈ જ નથી તેમ જ કાંઈ નથી. ૯૬

विक्षेपेऽपि न विक्षिप्तः समाधौ न समाधिमान्।
जाड्येऽपि न जडो धन्यः पण्डित्येऽपि न पण्डितः ॥९७॥

ધન્ય પુરુષ વિક્ષેપમાં પણ વિક્ષિપ્ત નથી, સમાધિમાં પણ સમાધિવાળો નથી, મૂઢતામાં પણ મૂઢ નથી અને પણ્ડિતાઈમાં પણ પણ્ડિત નથી. ૯૭

मुक्तो यथास्थितिस्वस्थः कृतकर्त्तव्यनिर्वृतः।
समः सर्वत्र वैतृष्ण्यान्न स्मरत्यकृतं कृतम् ॥ ९८ ॥

મુક્ત પુરુષ જેવી હોય તેવી સ્થિતિમાં શાન્ત છે અને કૃતકૃત્ય હોઈ સુખી છે તેમજ સર્વત્ર સમ હોઇ તૃષ્ણારહિતપણાને લીધે કરેલું કે ન કરેલું સંભારતો નથી. ૯૮

न प्रीयते वन्द्यमानो निन्द्यमानो न कुप्यति।
नैवोद्विजति मरणे जीवने नाभिनन्दति ॥ ९९ ॥

જ્ઞાની કોઇથી વંદિત થતાં ખુશ થતો નથી, તેમજ નિંદિત થતા ચિડાતો નથી, મરણથી ઉદ્વેગ પામતો નથી, તેમજ જીવનથી હર્ષ પામતો નથી. ૯૯

न धावति जनाकीर्णं नारण्यमुपशान्तधीः ।
यथा तथा यत्र तत्र सम एवावतिष्ठते ॥ १०० ॥

શાન્ત બુદ્ધિવાળો લોકોથી વ્યાપ્ત દેશમાં પણ જતો નથી તેમજ જંગલમાં પણ ભાગતો નથી. જે હોય તે સ્થિતિમાં અને જ્યાં હોય ત્યાં તે સમભાવથી રહે છે. ૧૦૦

## પ્રકરણ ૧૯

तत्त्वविज्ञानसन्दंशमादाय हृदयोदरात् ।
नानाविधपरामर्शशल्योद्धारः कृतो मया ॥ १ ॥

જનકે કહ્યું—તત્ત્વજ્ઞાનરૂપી સાણસો લઈને હૃદયના અંદરના ભાગમાંથી અનેક પ્રકારના સ્પર્શરૂપી કાંટાઓ મારા વડે ખેંચી કઢાયા છે. ૧

क्व धर्मः क्व च वा कामः क्व चार्थः क्व विवेकिता ।
क्व द्वैतं क्व च वाऽद्वैतं स्वमहिम्नि स्थितस्य मे ॥ २ ॥

પોતાના મહિમામાં સ્થિત બનેલા મારે માટે ધર્મ ક્યાં, કામ ક્યાં, અર્થ ક્યાં, વિવેક ક્યાં, દ્વૈત ક્યાં અને અદ્વૈત પણ ક્યાં? ૨

क्व भूतं क्व भविष्यद्वा वर्तमानमपि क्व वा ।
क्व देशः क्व च वा नित्यं स्वमहिम्नि स्थितस्य मे ॥३॥

પોતાના મહિમામાં સ્થિત બનેલા મારે માટે ભૂતકાલ ક્યાં છે અને ભવિષ્ય ક્યાં છે અને વર્તમાન પણ ક્યાં છે, તેમજ દેશ પણ ક્યાં છે? તેમજ (આ બધી દેશકાલાત્મક અનિત્યતાથી ભિન્ન) નિત્યતા પણ ક્યાં છે? ૩

क्व चात्मा क्व च वाऽनात्मा क्व शुभं क्वाशुभं तथा।
क्व चिन्ता क्व च वाचिन्ता स्वमहिम्नि स्थितस्य मे ॥ ४

પોતાના મહિમામાં સ્થિત બનેલા મારે માટે આત્મા ક્યાં અને અનાત્મા ક્યાં, શુભ ક્યાં અને અશુભ ક્યાં, ચિન્તા ક્યાં અને ચિન્તારહિતપણું ક્યાં? ૪

क्व स्वप्नः क्व सुषुप्तिर्वा क्व च जागरणं तथा।
क्व तुरीयं भयं वाऽपि स्वमहिम्नि स्थितस्य मे ॥ ५ ॥

પોતાના મહિમામાં સ્થિત બનેલા મારે માટે સ્વપ્ન ક્યાં અથવા સુષુપ્તિ ક્યાં અને વળી જાગ્રત અવસ્થા પણ ક્યાં, તેમજ તુરીય અવસ્થા પણ ક્યાં અને ભય પણ ક્યાં? ૫

क्व दूरं क्व समीपं वा बाह्यं क्वाभ्यन्तरं क्व वा।
क्व स्थूलं क्व च वा सूक्ष्मं स्वमहिम्नि स्थितस्य मे ॥६॥

પોતાના મહિમામાં સ્થિત બનેલા મારે માટે દૂર શું અને નજીક શું, બાહ્ય શું અને અંદરનું શું, સ્થૂલ શું અથવા સૂક્ષ્મ શું? ૬

क्व मृत्युर्जीवितं वा क्व लोकाः क्वास्य क्व लौकिकम्।
क्व लयः क्व समाधिर्वा स्वमहिम्नि स्थितस्य मे ॥ ७ ॥

પોતાના મહિમામાં સ્થિત બનેલા મારે માટે મૃત્યુ કેવું અને જીવન કેવું, લોકો કેવા અને લૌકિક (વ્યવહાર) કેવો, લય કેવો અથવા સમાધિ કેવી? ૭

अलं त्रिवर्गकथया योगस्य कथयाप्यलम्।
अलं विज्ञानकथया विश्रान्तस्य ममात्मनि ॥ ८ ॥

હું આત્મામાં વિશ્રાન્તિ પામેલો હોઈ (ધર્માર્થકામરૂપ) ત્રિવર્ગની વાત બસ થઇ અને યોગની વાત પણ બસ થઈ તેમજ વિજ્ઞાનની વાત પણ બસ થઈ. ૮

## પ્રકરણ ૨૦

क्व भूतानि क्व देहो वा क्वेन्द्रियाणि क्व वा मनः ।
क्व शून्यं क्व च नैराश्यं मत्स्वरूपे निरञ्जने ॥ १ ॥

જનકે કહ્યું–મારું સ્વરૂપ નિરંજન (નિર્મળ) હોઇ (પંચ-મહા–) ભૂતો ક્યાં અને દેહ ક્યાં, ઇન્દ્રિયો ક્યાં અને મન ક્યાં, શૂન્ય ક્યાં અને નિરાશા ક્યાં? ૧

क्व शास्त्रं क्वात्मविज्ञानं क्व वा निर्विषयं मनः ।
क्व तृप्तिः क्व वितृष्णत्वं गतद्वन्द्वस्य मे सदा ॥ २ ॥

હમેશ દ્વન્દ્વરહિત એવા મારે માટે શાસ્ત્ર કેવું, આત્મજ્ઞાન કેવું, અથવા વિષયરહિત મન કેવું, તૃપ્તિ કેવી અથવા તૃષ્ણા-રહિતપણું કેવું? ૨

क्व विद्या क्व च वाऽविद्या क्वाहं क्वेदं मम क्व वा ।
क्व बन्धः क्व च वा मोक्षः स्वरूपस्य क्व रूपिता ॥३॥

વિદ્યા કેવી અને અવિદ્યા કેવી, હું કેવો અને આ કેવું અને મારું કેવું, બન્ધ કેવો અને મોક્ષ કેવો (તેમજ) સ્વ-રૂપપણું પણ કેવું? ૩

क्व प्रारब्धानि कर्माणि जीवन्मुक्तिरपि क्व वा ।
क्व तद्विदेहकैवल्यं निर्विशेषस्य सर्वदा ॥ ४ ॥

હમેશ વિશેષરહિત(સમભાવવાળા)ને પ્રારબ્ધ કર્મો ક્યાં અથવા જીવન્મુક્તિ પણ ક્યાં (અને) વિદેહમુક્તિ પણ ક્યાં? ૪

क्व कर्त्ता क्व च वा भोक्ता निष्क्रियं स्फुरणं क्व वा ।
क्वापरोक्षं फलं वा क्व निःस्वभावस्य मे सदा ॥ ५ ॥

હમેશ સ્વભાવરહિત બનેલા મારે માટે કર્તા કેવો અને વળી ભોક્તા કેવો, તેમજ નિષ્ક્રિયતા અથવા સ્ફુરણ પણ કેવું

અને પ્રત્યક્ષ ફલ પણ કેવું? ૫

क्व लोकः क्व मुमुक्षुर्वा क्व योगी ज्ञानवान् क्व वा ।
क्व बद्धः क्व च वा मुक्तः स्वस्वरूपेऽहमद्वये ॥ ६ ॥

'અહં' રૂપ (મારારૂપ) અદ્વય સ્વસ્વરૂપમાં લોક ક્યાંથી અને મુમુક્ષુ ક્યાંથી, યોગી ક્યાં અને જ્ઞાની ક્યાં, બંધાયેલો ક્યાં અને મુક્ત ક્યાં? ૬

क्व सृष्टिः क्व च संहारः क्व साध्यं क्व च साधनम् ।
क्व साधकः क्व सिद्धिर्वा स्वस्वरूपेऽहमद्वये ॥ ७ ॥

'અહં' (મારા)રૂપ અદ્વય સ્વસ્વરૂપમાં સૃષ્ટિ કેવી અને સંહાર કેવો, સાધ્ય કેવું અને સાધન કેવું, સાધક કેવો અને સિદ્ધિ કેવી? ૭

क्व प्रमाता प्रमाणं वा क्व प्रमेयं क्व च प्रमा ।
क्व किञ्चित्क्व न किञ्चिद्वा सर्वदा विमलस्य मे ॥ ८ ॥

હમેશ નિર્મલ એવા મારે માટે પ્રમાતા કેવો અથવા પ્રમાણ કેવું, પ્રમેય કેવું અને પ્રમા કેવી, કશું પણ કેવું અને કશું નહિ પણ કેવું? ૮

क्व विक्षेपः क्व चैकाग्र्यं क्व निर्बोधः क्व मूढता ।
क्व हर्षः क्व विषादो वा सर्वदा निष्क्रियस्य मे ॥ ९ ॥

હમેશ નિષ્ક્રિય એવા મારે માટે વિક્ષેપ કેવો અને એકાગ્રતા કેવી, જ્ઞાન કેવું (અને) મૂઢતા કેવી, હર્ષ કેવો અથવા શોક કેવો? ૯

क्व चैष व्यवहारो वा क्व च सा परमार्थता ।
क्व सुखं क्व च वा दुःखं निर्विमर्शस्य मे सदा ॥ १० ॥

હમેશ વિચારરહિત એવા મારે માટે આ વ્યવહાર કેવો અને એ પરમાર્થતા કેવી, સુખ કેવું અને દુઃખ કેવું? ૧૦

क्व माया क्व च संसारः क्व प्रीतिर्विरतिः क्व वा ।
क्व जीवः क्व च तद्ब्रह्म सर्वदा विमलस्य मे ॥ ११ ॥

હમેશ નિર્મલ એવા મારે માટે માયા ક્યાં અને સંસાર ક્યાં, પ્રીતિ ક્યાં અને અપ્રીતિ ક્યાં, જીવ ક્યાં અને એ બ્રહ્મ ક્યાં? ૧૧

क्व प्रवृत्तिर्निवृत्तिर्वा क्व मुक्तिः क्व च बन्धनम् ।
कूटस्थनिर्विभागस्य स्वस्थस्य मम सर्वदा ॥ १२ ॥

હમેશ પર્વતની જેમ અચલ, વિભાગરહિત અને સ્વસ્થ એવા મારે માટે પ્રવૃત્તિ શી અથવા નિવૃત્તિ શી, મુક્તિ શી અને બન્ધન શું? ૧૨

क्वोपदेशः क्व वा शास्त्रं क्व शिष्यः क्व च वा गुरुः ।
क्व चास्ति पुरुषार्थो वा निरुपाधेः शिवस्य मे ॥ १३ ॥

ઉપાધિરહિત અને કલ્યાણરૂપ એવા મારે માટે ઉપદેશ ક્યાં અને શાસ્ત્ર ક્યાં, શિષ્ય ક્યાં અને ગુરુ ક્યાં, અને વળી પુરુષાર્થ (મોક્ષ) પણ ક્યાં છે? ૧૩

क्व चास्ति क्व च वा नास्ति क्वास्ति चैकं क्व च द्वयम् ।
बहुनाऽत्र किमुक्तेन किञ्चिन्नोत्तिष्ठते मम ॥ १४ ॥

છે પણ કેવું અને નથી પણ કેવું? એકત્વ પણ ક્યાં છે અને દ્વૈત પણ ક્યાં છે? અહીં વધુ કહીને શું? મારે માટે તો કાંઈ પણ છે જ નહિ. ૧૪

॥ ૐ તત્સત્ ॥

---

નોંધ:—આ પછીનું છેલ્લું એકવીસમું પ્રકરણ માત્ર અનુક્રમણિકા-સ્વરૂપનું જ હોવાથી અને બધાં પુસ્તકોમાં તે આવતું ન હોવાથી, તે મૂળ ગીતાનો ભાગ છે કે નહિ તે શંકાસ્પદ છે; માટે તે લીધું નથી.

